૪૮૮૫

# આનંદની ઉદિલપસન ગાયન.

## પ્રથમ ભાગ.

રચીને પ્રસિદ્ધ કરનાર,

**પરબતસંગ હમીરસંગ ગરાસીયા.**

તથા

**દામોદર પ્રાણજીવન પ્રોહીત.**

**દોહરો.**

રેની રીપુ ઉદય થતે, કમલ પ્રફુલીત થાય;
તેમ અતિ આ ગાયને, આનંદ ઉર ઉભરાય.

પહેલી આવૃતી ૧૦૦૦ પ્રત.



અમદાવાદ

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૭ સન ૧૮૯૧

કીમત ૪ આના.

## દોહરો.

આ પૂસ્તક વાંચો પ્રેમથી, તન પ્રફુલીત થાય;
સોખીલા જન સર્વને, આનંદ ઉર ઉભરાય.
છે જુજ કીંમત એહની, નથી વધારે દામ;
લો મુલ આપી મીત્ર સૈ, જરસેં આવે કામ.
ખાવ પીઓ ખૂબ વાવરો, પરમારથમાં દામ;
અંતે જાવું એકલાં, જરસેં આવે કામ.

# અર્પણ પત્રીકા.

ધર્મ ધુરિંધર પ્રૌઢ પ્રતાપી નેકનામદાર

ઠાકોર શ્રી ૭ રણમલસીંગજી દોલતસીંગજી.

સ્થળ. મીયાગામ કરજાન.

રાગ ઇંદ્રસભામાં ગવાતી ઠમનો.

નેક નામદાર સીર–છત્રછો તમે,
પ્રેમ પ્રજા પ્રતે પૂર્ણ–કોઈ ના દમે. ૧
રાજનીતી રામ જસી–ચાલે રૂડી પેર.
રૂડો ધર્મ આચરે–આનંદ ઘેર ઘેર. ૨
ધન્ય માત ધન્ય તાત–આપનાં કહુ,
અચળ કીર્તી જામો–આ વસુધામાં બહુ. ૩
વધારવાને વિદ્યા વેલ–આપ દીલ ભમે,
સંહારજો હે ઈશ શત્રુ–એમના નમે. ૪
કષ્ટ સૌ ઈલાપતી–સૂત મીત્ર કાપશો,
રણમલસીંગ આપ–ઉત્તેજન આપશો. ૫
રૂડા ગુણવાન ચીત–જ્ઞાનમાં રમે,
અર્પુછું હું ગ્રંથ–આપને તે આસમે. ૬

લી. પ્રેમાંકીત સેવક.

પરબતસંગ હમીરસંગ.

તથા દામોદર પ્રાણજીવન, ઝણોર.

# અર્પણ પત્રીકા.

મહેરબાન મુરબ્બી રા. રા. ઉધરાતદાર સાહેબ
દલપતસંગ રામભાઈ.
સ્થળ–ઝણોર ઉર્ફે શાહાબાદ.

### હરિગિત છંદ.

રળીઆમણું શાહાબાદ ને, †સીરોમણીમાં શોભતા;
જમીદાર તારાએ કહી, દલપત પ્યારા ઓપતા;
આ પ્રથમ સાર્વજનીક જે, દિલપસન ગાયન સારથી;
અર્પંછે પૂસ્તક આપને, પરબત અતિસે પ્યારથી. ૧

લી. આપનો પ્રેમાંકીત સેવક.

---

† સૌથી શ્રેષ્ઠ.

# પ્રસ્તાવના.

---

## દોહરો.

જરાસંઘ સાથે લડ્યો, ભીમસેન નીરવાણ;
એમ જાણે બીજો નહીં, કુંતા સુત પ્રમાણ. ૧
એમ જાણે ચીર ખેંચીયા, દુર્યોધન અભિમાન;
તેમ પુસ્તક રચવા તણો, જાણે શુભ વિદ્વાન. ૨

---

સાર્વજનીક દીલ પસન ગાયન પ્રથમ ભાગ. આ પુસ્તક અમોએ આગળ છપાવવાનો તુરંગ કરેલો પણ તે કેટલાક કારણોને લીધે નીષ્ફળ કરેલો પણ હાલ અમોએ આ ઉપરના નામનું લઘુ પુસ્તક મહાદેવજીની કૃપાવડે બહાર પાડયું છે.

આ પુસ્તક અમોએ અમારી સાધારણ શક્તી પ્રમાણે બનાવેલ છે તેમાં દરેક વર્ગના સારી રીતે લાભ લઈ શકે એવો અમારો ખાસ અભિપ્રાય છે.

આ પુસ્તકમાં જેવા કે ગરબી, ઠુમરી, ગઝલ, લાવણી, પદ, હોરી, કાફી, સામેરી, મનહર, ઈંદ્રવીજય, લલીત, માતમ, માઢ તથા રાશલીલાનાં ગાયન વીગેરે તરેહવાર રાગ દાખલ કરેલ છે. તે એવા હેતુથી નહીં કે લોકો અમને કવી કહે પણ કવીતામાં અમારાજ મનને આબેહુબ આનંદ હોવાથી ફુરસદની વેળાએ બનાવેલી છે. તેમાં કેટલીએક કવિતા મારા પ્રીય મીત્ર રાજમાન રાજેશ્રી વ્યાસ નાથાભાઇ મૂળજીના આગ્રહથી રચેલી છે. વાડાશીનોરના વતની મે. મુ. રા. રા. જેઠાલાલ દામોદર ઝણોર સ્કુલમાં માસ્તર થઇ આવ્યા તે વખતે હું એમના હાથ નીચે આસીસ્ટંટ હતો તે હાલ પણ છું તે પોતે ઘણીજ સરસ કવીતા બનાવતા.

તેમના આગ્રહથી મારૂં મન પણ કવિતા રચવામાં પ્રેરાયું તેથી હું તેમનો અતી આભાર માનુંછું.

વિનંતી પૂર્વક આ પુસ્તકમાં જો અમારાથી કલમ દોષ થયો હોય તો તે વાંચનાર સાહેબો દરગુજર કરશોજી.

ગ્રંથકર્તા.

---

# અનુક્રમણિકા.

# દેવની સ્તુતિ. મંગળાચરણ.

## દોહરા.

નમું સરસ્વતી સારદા, ગણુપત લાગુ પાય;
ગ્રથ આ પુરણ પામવા, શ્રી હરી કરજો સ્હાય. ૧
પંડીતને પ્રણુમી કહું, કહું કવી કરજોડ;
શ્રી ગુરૂને ચર્ણેનમું, કોઈમાં દેશો ખોડ. ૨

# સરસ્વતીની સ્તુતી.

## શીખરણી વૃત.

સુનો માતા મારી, વિનતિ કરૂં છઊં મુખ થકી,
નથી સકતી મારી, ગણના હું ગુણુની કરૂં શકી;
ધરામાં પામું હું, યશ અતિત કરો સુભમતી,
દયા લાવીને તું કહુંછું કરજોડી સરસ્વતી. ૧

# ગણુપતીની સ્તુતિ.

## માલીની વૃત.

સિવ સુત કરજોડી, વંદુછું શીશનામી,
અગણિત અઘમારાં, કાપજો હે અકામી;
મતિ નથી કંઇ મારી, બાથ મેં ઓળી મારી,
પણુ મુજ તમ આશા, વિનતી લો સ્વીકારી. ૧
વિમળ રશિક વાણી, કૂમતી કાપી આપો,
જશ સીવસુત મારો, વીશ્વ માંહેજ વાપો;
કરગરિ હુ કહુંછું, દાશનો દાશ ધારી,
મુજ શિર કર થાપો, વીનતી એ હમારી. ૨

# આરતી પ્રાર્થના.

## જયદેવજયદેવ—જયમંગળ મૂર્તી. એરાગ.

જયદેવ જયદેવ પ્રભૂ છો સુખનાદાતા પ્રભૂ (૨)
અખીલ બ્રહ્માંડમાં અવીના, (૨) શીછો પ્રખ્યાતા. જયદેવ-૧

મોર મુંગટ પીતાંબર, પ્રભૂ લીધાં ધારી પ્રભૂ; (૨)
દ્રૌપદીના ચીર પુર્યા, (૨) ગહન ગતી તારી. જયદેવ-૨
દીધું વીભીક્ષણ રાજ, રાવણને મારી પ્રભૂ; (૨)
હીરણાકસ્યપ માર્યો, (૨) નરસીંધ રૂપધારી. જયદેવ-૩
બળી ચોંપ્યો પાતાળ, વામન રૂપધરી પ્રભૂ; (૨)
શ્રીફળ રોહીદાશતું, (૨) લીધું ભાવ કરી. જયદેવ-૪
ભકતને વશ ભગવાન, થઇ કારજ કીધાં પ્રભૂ; (૨)
સુદામાના સૌ કષ્ટો, (૨) દુર કરી દીધાં. જયદેવ-૫
એમ કીધાં ભકતનાં કાજ, માધવ મોરારી પ્રભૂ; (૨)
અદભૂત કૃતી જોઇ થઈ, (૨) ગુમ ગતી મારી. જયદેવ-૬
છો ઘટઘટના વાસી, પ્રભૂ અંતરજામી પ્રભૂ; (૨)
સૂમતી આપો મુજને, (૨) કહુંછું શીરનામી. જયદેવ-૭
[1]ધરામાં ધરી અવતાર, છેક બન્યો પાપી પ્રભૂ; (૨)
મુજ સંકટ દીન જાણી, (૨) દો સઘળાં કાપી. જયદેવ-૮
કહે પરબત કર જોડી, વીનતી લો ધારી પ્રભૂ; (૨)
સ્તવન કરૂં દીન વાણી (૨) મુજને લો તારી. જયદેવ-૯

## અંબાજીનીસ્તુતી વિષે.

### ગઝલ.

અર્જ સુનોમા અંબીકા મારી, આપછો દિનદયાળ. અંબેમા.
અંબેમા અર્જ સુનો મારી, સેવ કરૂંછું નિત તારી. અંબેમા.
મુગટ અતી ઘણો શોભેછે સારો, હિરાજડીત ઓપેસાર અંબેમા.
તરે તરેના શનગાર સજેમા, દિવસમાં ધરો ત્રણ રૂપ અંબેમા.
બાળ જોબનને વૃદ્ધ ધરોમા, ત્રીકાળે ત્રણવાર. અંબેમા.
નવરંગ સાડી ઓપે ઘણીમા, શોભા વર્ણવી નવજાય અ[illegible]ા.
કલ્લાંરે કાંબી વીછુવા શોભે, ચંદ્રજેસે ચળકાટ અંબેમા.
દસે આંગળીયે વીંટી કર ચુડી આ ભમે ખીલે સબ તારા અંબેમા.

---
[1] પૃથ્વી.

ગુજરી બાજુબધની કહું સોભા, ચુંદડી વીજ ચલકાટ અંબેમા.
કાલા વાલા નિત કરૂંછું તારા, રાખુંછું તમપર ધ્યાન અંબેમા.
પરબત પ્રાણીની અર્જ સુણીને, ભવભવ દિદો દિદાર અંબેમા.

## ઇશ્વરનું સ્મરણ કરવા વિષે.

### રસીક ગઝલ.

ખુદાજાનેકે કીસ્મતમે હુમારે કયા લીખા હોગા એ રાગ.
સુનો મેરેલાલ ભજોગોપાલ, ઉડાદો ગ્યાનકા ગુલાલ સુનો.
રટણ કર દિલમાં આણી વહાલ, ઝડીં પ્રભુ જ્ઞાનકી વરસાવ.
મીલાદે તાર તનમનકા, પતંગ દિલ તેરા મત છલકાવ સુનો.
જૈસા બાદલકા રંગ જાતા, ઘડિમેં રાતા કાળા આતા;
પલટ કર પીળા હો જાવે, એસી જીંદગાની તોરી કાવે. સુનો
નહિ હે માલમતા તોરી, નહિ ઘરકી પ્રીયા જાની;
કોની સંગ જાતા બતલાની, ચલા જાવેગા ગુમાની. સુનો.
તુજેકું જન્માયાહે રાંમ, ભજન કરતાં ન બેસે દામ;
ઉસીકા ધ્યાન રખ દિલમેં, હરી ગુનકાપીલે એક જામ. સુનો.
કહે પર્બત કયા લીજતહે, ખુલેગા નેન અંતરકી;
પકડજી રામકી બૈયાં, ટળેગા સોચ શીકર મંનકી. સુનો.

### પદ

નાથ કેશે ગજકો બંધ છુડાયો. એ દેશી.

દળદર જાય પ્રભૂ ધ્યાન હી ધરના, સબ પ્રપંચકુ દૂર કરના દળ.
લક્ષપતી જેતું દ્રવ્ય ન ખુટે, હુંપદ લેશન ધરના;
પરમેશ્વરકી ઓહી કુદરતહે, રંક બને કયું કરના. દળ.
તલપ તલપ કરે જળ બીન જ્યું મીન, પરીબ્રહ્મ એસા સ્મરના;
રામ રટણ કર નીશદીન મનવા, ફકડશેં નહિ ફરના. દળ.
મનુષ્ય દેહી કછુ ઓરન આવે, બોલમાં બોલ ગરવના;
બાળતું અંતર લોચન ખોલી, પાપસેંહી મન ડરના. દળ.
ઇશ્વરભજ તુંહી નીર્મળ મંનથી, કુડ કપટ પરહરના;
પરબતદાસ યું કહે દૂનીયામાં, એહી મારગ ભવતરના. દળ.

# પીયુ પરદેશ જવાથી તેની સ્રીનો વિલાપ.

## ઠુંમરી રાગ પુરબી.

મેરા પીયુ ગયેસો રંગ ઉડ ગયો (બે વાર)
પીયુ ગયે મૂજે નીંદના આવે
બલામેરી છતીયાંસે દુખસો ભારીરે ભયો મેરા
રોઇરોઇ રાતી હુઈહે અખીયાં
બલામેરા દુખેસો કીસીકે જાયરે કહ્યો મેરા
ઉલટ સુલટ સારીરેન ગુમાઇ
બલામેરા કામતે મોંસે ન જાયરે સહ્યો મેરા

# શ્રી કૃષ્ણને ગોપીની વીનંતી

## રસીક ગરબી.

મોરી ગઇરે મોતનકીમાલ, રસીકકી રાસમે એરાગ
પાલવ મારો મેલોની,મોરારી મારા મૂખડાની ખાશોગાળ (બેવાર)
જલ જમુનાજી પાણીલાં જાતાં, રોંકોમાં નંદલાલરે પાલવ
જેઠાણી ઝાડ ઝેરનું ઘણું મારે, ચડાવે નણંદ આળરે પાલવ
વળી સ્વામી મારો ક્રોધી ઘણોછે, નમાને બુધ્ધી બાળરે પાલવ
પરબતના પ્યારા ચરણે નમુંછું વળી મળશું આપણુ કાલરે. પાલવ.

## ગરબી ૨ જી.

સખી આઈરે, ઉલટ ઘુમટ ઘર આઈ. એરાગ.
નંદલાલારે વાત કહુંછુંન્યારી, મુને મારોન પ્રેમ કટારી
મુંને લાગીરે સુરત છબી બહુ સારી, પણ રહું કુળ લાજની ધારી

### ઝુલ. ૧

મધુબનમાં બંશી લલકારીરે, સુણી ધાઈ આવી સર્વે નારીરે
મારી સુધ બુધ સાન વીસારીરે, છોગાળારે હુંછું છબીલી નારી મુને
નીંદા કરસેરે ગોકુળના સૌ લોકો, મુને મારગડે શીદ રોકો
પુરૂષોતમરે શીદ રોકોછો વાટે, મૂને જાવાદો જમુનાં ઘાટે

**ઝુલ. ૨**

જાતાંવંદ્રાવન મહિયારીરે, મારી સીરની મટુકી ઉતારીરે.
દાણુ સેનાતે લોછો મોરારીરે. મનમોહનરે ખાસોતે મુખનીગારી મુને
મનસાંખીરે રહીધુ વાલમવારૂ, કંઇ મુખ લજવાશે તમારૂ.
નથી કેતીરે શ્યામ છબી જોઈ તારી, કંઇ પ્રીત લાગેછે પ્યારી

**ઝુલ. ૩**

નથી રાખતા કંઈ એક આરોરે, મુંકો પાલવ ફાટશે મારોરે
એમાં જાશે ભાર તમારોરે, પાતળીયારે પ્રીતની રીતછે ન્યારી મુને
પ્રભુ મારારે હેત કરી તમે આવો, મારાતંનના તાપ સમાવો.
છું અબળારે તમ થકી હું હારી, સુખ લ્યોને મંદિરે પધારી.

**ઝુલ. ૪**

મધરાતે મંદિર પધારોરે, આ શું આંખલડીનો ચાળોરે.
મારાં ભર જોબન ઉતારોરે, પરબત નારે પ્રીતમથી હું હારી મુનેપ્રેમ

**રણછોડજીની સ્તુતીવિષે લાવણી.**

ઓ ભગવાન પતિ નાદાન નથીકાંઈ સાન જનમ કેમ કાડું એરાગ.
શ્રીરણછોડ રાય મહારાજ, બોડાણાકાજ, દ્વારીકાંથી આવ્યા
રાખી બોડાણાની લાજ, ભકત ઉર ભાવ્યા,
એવા તમે રણછોડરાય, લાગુ તમ પાય, પાપ મારાં હરજો.
હું પામર પ્રાણીની અરજ, આપઉર ધરજો.
હોરણછોડ દિન દયાળ, જગ્ત પ્રતિપાળ. કહુ કરજોડી,
હું પાપી પ્રાણીનો સંકટ, નાંખો તોડી.
આ મોહરૂપીછે જાળ, પડયો તતકાળ, પંથ નવ જડિયો,
આ દુખરૂપી સંસારમાં, બહુ આથડિયો,
હું આવ્યો તમારે શર્ણુ, નામી શીર ચર્ણુ, દાસ તમારો,
આ દરિયાં રૂપી સંસારથી, મૂજને તારો;
રસીયાજી લાવી પ્યાર, દાશની વાર, અરજ સુણો કર્ણ,
હું પાપી તણો તમે હાથ. ઝાલી લો શર્ણ.
બોડાણાયે ભક્તિ કરી, તુલસીકર ધરી, પ્રીતે તમારી,

તેને તમે લીધો શરણુ, અરજ ઉર ધારી;
એવા તમે રણુછોડરાય, સેવકની શહાય, કરી ઉગારો,
મુજ કષ્ટ કરી સૌ નષ્ટ, ઝાલો કર મારો.
ઝરકશીનો જામો સાર, તેજ અપાર, થાય ઝબકારા,
કંઠે મોતનકી માળ, ખીલે સબ તારા;
છે શીરપર મુગટ સાર, ન આવે પાર, ગણે ગુણ તારા,
શું ગણે ગુણ ગણુતાંજ, મરે તમારા.
ધન ધન ધન રણુછોડરાય, સુભ મહિમાય, કહું ઉલહાસે,
જે ધરે આપનું ધ્યાન, તેનું દૂખ નાશે;
કર જોડી કહે પરબત, લાવી ઉલટ, શજનને કહેછે,
જે સમરે રણુછોડરાય, સદા સુખી રહેછે.

---

## શ્રીકૃષ્ણ રાસલીલા વિષે.

### રસીક ગરબી.

સુનતહો મદનમોહન પ્યારા,
બીંદ્રાબનકી કુંજગલનમેરા સહી રમનારા;
ગુણના ગરવા ગીરધારી,
મુખ મોરલી ધરી સ્યામ જોરસેં બંસી લલકારી.
બંસીઓ મધુરી શી બાજે,
સુનત સુનત સબ સૂરઓ સખીયાં અંતરમાં દાઝે;
ઘોર એ ગગનોમેં ગાજે,
સબ ગોપીયન શીનગાર સજકે બનીઠણી આજે,
સખી કોઇ આંખલડી આંજે,
કોઇ સખીના લલાટપર સુભ ટીલડી બિરાજે;
નાશીકે નોતમછે વાળી,
દંખ ભયે સબ [1]સોમ સરીખી મુખ મુદ્રા બાળી.
અંગપે સાડી સજી સારી,

---

૧ ચંદ્ર.

रासलिलानुचित्र.



કરચુડી સુભ અણુવટ વીછુવાની શી બલહારી;
પાઉમેં ઝાંઝરતો ઝમકે,
ચોળી બદનપર સુશોભીત જયું આભ બીજ ચમકે.
ભમર ખુબ ભાસેછે કાલી,
સબ ગોપીયનકે અંતરમેં ઓ બસીયા બનમાલી;
હોઠપર આવી રહી લાલી,
બીંદ્રાબનકી કુંજગલનમેં સકલ નાર ચાલી.
કૃષ્ણુને રચી રાશલીલા,
સોલ સહસ્ત્ર બ્રજકી બ્રજનારી કાનહી એકીલા;
તાલસુર ગાવે કૌ તારી,
સર્દ માસ પુનમ કાથા સખી હસ હસ દે તારી.
સકલઓ સખી મૂકતા ગૈયા,
છુમછુમ છનનન છુમછુમ ઘુઘરૂ બાજે હરિકે પૈયાં
સખીકૌ સારંગી લેતી,
કૌ સખી કીરતાલ બજાવે સુર સુના દેતી.
સખી કૌ નૃત્ય સુભ કરતી,
દો દો સખી બીચ રહે બનમાલી ફુદડીઓ ફરતી;
સખીકૌ કંઠે કર ડાલી,
સુરી નર મુનીવર દેખ દંખ ભયે એસે પ્રભુ ખ્યાલી.
નીસા ખટ માસનકી છાઇ,
સકલ મનોરથ સીધ ભયે સબ ગોપી ઘર આઇ,
રાસલીલા સુભ સુનાઈ.
ચરન કમલકી આસ દાસને લાવની બનાઇ;
હરી ગુન હેતે કૌ ગાવે,
કરજોડી પરબત કહે ઓ મોક્ષગતિ પાવે.

## ગોપી શ્રીકૃષ્ણને કહેછે.

### ગરબી ૨જી.

પાતળીયા પાલવ મેલોરે, પાયે પડુંછું. એદેશી.

મારાસમ મારા વાલારે, આ શું રે કીધું.
જુમનાંજી પાણી જાતાંરે, આ શું રે કીધું.
શામળીઆ સાચું બોલોરે, આ શું રે કીધું.
વાલારે મારા જુમનાં, ને ત્રઠે ઉભા રોછો.
મારૂં ચીતડું ચોરી લ્યોછોરે. આશું રે મારાસમ.
વાલારે મારા, વાટેને ધાટે મળવા સારૂ;
બેસો જમુનાં જઈ વારૂરે. આશું રે મારાસમ.
વાલારે મારા બંશી, બજાવી ચીત ચોર્યું;
મારૂં કાળજડું તો કોર્યુંરે. આશું રે મારાસમ.
વાલારે મારા ધરમાં, ધડીએ નથી ગમતું મુજને,
જ્યાં જોઉ ત્યાં દેખું તુજનેરે આશું રે મારાસમ
વાલારે મારા પ્રાણ, થકીછો મુને પ્યારા,
છો ભીતર ધા કરનારારે. આશું રે મારાસમ.
વાલારે મારા પરબતના, પ્યારાને શું ક્હેવું,
તનમન ધન સોંપી દેવુંરે આશું રે મારાસમ.

## શ્રીનર્મદાજીની સ્તુતી વિષે.

### પદ રાગ સામેરી.

જુવાનીને દ્હાડેરે હરીને જાણ્યા નહીંરે. એરાગ.

અનીહો. સતીસુખ કારીરે, જાણો તમે નર્મદારે,
જેનો અમર કટક વાસ,
અનીહો. નિર્મળ જેનું નીરરે, લહેરો અતી ગાજતીરે;
તહાં દુરગંધની શી આસ. સતીસુખ. ૧
અનીહો. ઝાઝી તાંછે ઝાડીરે, લત્તાઓ ઝુકી રહીરે,
કેવો મંદ પવન ત્યાં વાય,
અનીહો. કથા કરે સામીરે, લત્તાઓ હરખે ભરીરે.
ડોળ એવો તે નજરે દેખાય. સતી. ૨
અનીહો. કાયા પ્રફુલીત્તરે, મન મગ્ન થાયછેરે,
વરસા રૂતુમાં ધરે વિક્રાલ રૂપ,

અનીહો. ફોડે પહાડ પર્વતરે, તોડે પરનાળાં નેરે.
કર્ત્તા તેને હોયજો ભારે ભૂપ, સતી. ૩
અનીહો. વળી વસુંધા જનરે. અથાગ આવી નાહાયછેરે,
અને સૌ ઉતારે અંગને મેલ,
અનીહો. રામા પન ધટેરે, વસ્ત્ર ધુવે જોરથીરે,
અને કંઈ સાફ કરે શીર છેલ. સતી. ૪
અનીહો. †પરિઅટ પાણીરે, કરેછે મલીનતારે,
પ્રભાતમાં ધોઈને સધળા ચીર,
અનીહો. રેવામા દયાળુરે, દ્વેશ દીલમાં નહીંરે,
સંધ્યા સમે સુંદર શોભે નીર. સતી. ૫
અનીહો. ફરે સંત ઝાંઝારે. પ્રકમા તમારી તેરે,
રેવામાછે તેમને તારો આધાર,
અનીહો. પરભત દાસરે. કરજોડી વીનવેરે.
પાપ સહુ દુર કરો આવાર સતીસુખ. ૬

## વંઝા સ્ત્રીની ઇશ્વરને અરજ.

### ગઝલ.

મૃગ મૃગણી દોનું જનાવર, ઘેરે પારધીને. એદેશી.
બચ્ચે બીનાં હેરાન કલેજે લાગીછે હુલે,
યા અલા પાલના મેરે ધર કબ ઝુલા ઝુલે;
માબાપોને જન્મ દીયા નહી ખબરે કર મોકી,
ધન દોલતકી કમી નહી મુજે કમીહે લડકોકી. ૧
ક્યા ખુદાને મેરે નુરબનાયા સજુમે સનગારકું,
સીનગાર મેતો આગ લગા દઉ કયું નહી મારનકું;
નીત દીન તેરી સેવા બજાતી મેં ચડાતી હાર ફુલે,
યા અલા પાલુના મેરે ધર કબ ઝુલા ઝુલે. ૨
અજબ ખુદાને જોડ બનાઇ બનાઇ દોનુંકી,
મુખડા દેખ દરપનમે લેતી લેજશી ભાનુંકી;
સબ સખીયનસેં મીલકર જાતી સાહેલી સંગોકી,

† ધોબી.

કમી નહીં મુજે ભાઇ એનોકી કમીહે લડકોકી. ૩

ચંદ્ર બદનસી નાર હું છું અર્જ સુનો મેરી કાન.
અમ અબલાસેં દુઃખ કયા દેતા હોતીહે હેરાન;
બચે બીનામેં જોગન બન જાઉં લગા કે ભસ્મ ચુલે.
યા અલા પાલૂના મેરે ઘર કબ ઝુલા ઝુલે. ૪

સબ સંસારમાં સુની દીવાની બચે બીનાકી નાર,
કબકી મેં તૂમ અર્જ સુનાતી કહેતાં ન આવે પાર;
અરર હાયમેં સું કરૂંરે જોખમ જાનોકી,
કુચ તરેકી કમી નહિ મુજે કમીહે લડકોકી. ૫

દો અબ મુજે બચે નહીતો જાન નીકલ જાતી.
અફસોસમેં હું ભઇ દીવાનીને ન હો ગઇ રાતી;
પરબતના પ્યારા માફ કરો વાંક હો ગયા ભૂલે,
યા અલા પાલના મેરે ઘર કબ ઝુલા ઝુલે. ૬

## કજોડું ન કરવા વિષે.

### ગઝલ.

સમાલો તેગ અદા કોજરા સુનોતો સહી એઢાળપરકુદીપડો.
અરે ઓઈશ જોઇ દાઝ, બાળાતણી અર્જ સુનો;
પતીછે નાનું બાળક, જરા અર્જ સુનો અરેઓ.
નવ કલંકી નાર હું છું, ભર જોબનમાં ભરી;
અરે મને વર્ષ થયાં સોળ, જરા અર્જ સુનો અરેઓ.
જોઇ કંથ બીજા મન મારૂં, થાય રમવા જારી;
બેસી રહું કુળની જાણી લાજ, જરા અર્જ સુનો અરેઓ.
વીર્ય પીડા કરે મને, જેથી તન માહરૂં બળે;
સ્વામી નહી જાણે કાંઇ રીત, જરા અર્જ સુનો અરેઓ.
પરબત દાસ કહેતહે, ન કરશો કોઇ કજોડું;
કરશો તો થાશે દુઃખ, જરા અર્જ સુનો. અરેઓ.

# ગોપી કૃષ્ણજી મહારાજને કહેછે.

## લાવણી.

પંડિતકા બચન મુરખકું પસન નહિ આવે	એદેશી
શું પ્રીત કરીને સ્યામ જાવછો મારા
ઉડી ગઈ લાલી મો નુર હો મંનના પ્યારા	ટેક.
જલ જાની તોરીએ પ્રીત મોહન રંગ રસીયા
બંસરી બજાવી મોહી મોરે મંન વસીયા
જલ જમુનાં પાણીલાં જાતાં કરોછો ચાળા.	ઉડીગઈ
મારો પાલવ શીદ ઝાલોછો તુટશે માળા
અળગા રહો મંનના મેલા મોરલી વાળા
છળ કપટ કરીને મોહી કાનવર કાળા	ઉડીગઈ
નંદલાલા કપટી પ્રીત કરીશું કરવા
હું નવ સમજી મંન લેશ આવી હું મરવા
નણંદીની હું થઈ વેરી જો નહારા	ઉડીગઈ
સ્વામીને ભુલતો મેલી નીતહું આવુ
મારો જીવ બળેછે રોજ ગમે નહી ખાવું
જેવી ચંદ્ર વીનાની રાત ન સોભે તારા	ઉડીગઈ
આ વેળા તમે એવીજ મને પણ જાણો
બીજી કઈ પ્યારી સાથ જઈ સુખમાણો
પહેલેથી પ્રીત શું કરવા કરી છોગાળા	ઉડીગઈ
વૃજ ગામમાં ઉડીવાત તોય નવ ડરતી
સાસુ સસરાને તજી હું પાછળ ફરતી
હવે પ્રીત કરીને જાઓ નહિ ઢંગ સારા	ઉડીગઈ
હું પાલવ પકડી હેતે તમારો રહીછું
તમે પ્રીત કરી તરછોડી હું સમજી ગઈછું
વૃહેની વેદના વાપી વહે નીરધારા	ઉડીગઈ
નવ કરો વાર નંદલાલ લહેરી તમે આવો
તન ના હરિ તાપશું રગરમી સમાવો

પરબતના સ્વામી હેતે મોહી પરદારા ઉડીગઇ

**લાવણી ૨ જી. રાગ ઉપરનો.**

દીલદાર મેરે દીલજાન મૂજેકાં ઠારો
જીુમનાંજી ઘાટપે જાતાં નેન મત મારો ટેક.
છોગાળા છબીલા છેલજ લાગો પ્યારા
રસીયાજી રંગના ભોગી સ્યામ છો મારા
જેઠાણી ઝેરનું ઝાડ કંથ નઠારો જમુનાજી
મેં સરખી સાહેલી લેકર પાની જાતી
સૌ સખી મળી અલબેલી જોબન મદમાતી
તમે ધીમે રહીને કાંઠે બંસી લલકારો જમુનાજી.
ઘેર નણંદી મારી બોલ ઘણેરા મારે
સાસુજી કહે જળ ભરવા જવું નહિ તારે
વળી સસરો મારો નીતઉઠીદે ગાળો જમનાજી
જમુનાજી ગઇ નહાવાને ચીર મારા હરીયા
તમે ચીર લઇને ઝાડ કદમને ચડિયા
એ ચીરકે બદલે લેઊં પીતાંબર સારો જમુનાજી
છો રસીયા નંદનાલાલ સાને સમઝાવું
તે નવ સમજીને શીદ કરોછો આવું;
શું રોકો વાટમાં અબળા લાજનો ભારો જમુનાજી
હું ફોકટ થઇ ફજેત સારી નગરીમેં
ઘરમાંથી હળવી થઈ પ્રીત કરીને
હું નવ જોબનછું નાર મુજેકાં ઠારો જમુનાજી
હું નવરંગ પહેરી ચીર બદન પર જોતી
મસ્તાન થઈ હું બાલપે મોતી પરોતી
મારૂં તેજ ચંદ્રની લેજ વીજ ચમકારો જમુનાજી
વાટે ભ્રુગુટી ભાલો જાય સરર દેહ કાપી
રહેવાય ન મુજથી અગ્ની વૃહેની વાપી
કેમ કરૂં ઝેર ખાઇ મરૂં લોક દે ડારો જમુનાજી.

તમે શીતળ છાંટી નીર આગ બુઝાવો
પરબતના સ્વામી હેતે મળવા આવો
પ્રીતથી રમીશું રંગ મહોલે પધારો જમુનાજી

## આઠવાર.

### કારતકે કૃષ્ણ ગયા મેલી એ રાગ.

આદિતે આનંદ ઉરથાયે, હૈયામાંહે હરખ નવ માયે
સોમે મારાનુર થકી કાયે, આવો તમે કામણ ગાળા કાન
નીત તારૂં રૂદેમાં ધરૂં હું ધ્યાન, આવો ટેક.
સોમેતો સરીયાં મારાં ન કાજ, તમે વંન મેલી ગયા મને આજ
કામણ ગાળા કાનને આવેશી લાજ. આવો
મંગળે મંન મારૂં હરીયું, તે દહાડેથી ચીતમારૂં ફરીયુ
પ્રીતમતણું ધ્યાન રૂદે ધરિયું. આવો
બૂદ્ધે તો બુદ્ધી ફરી મારી, દાશી થઈને રહીછું હું તારી
તમે જીત્યા અને હું હારી આવો
ગુરૂવારે ગુણ ગાઉં તારા, પ્રભૂ મારા પ્રાણ થકી પ્યારા
દયા લાવી નાથ આવો મારા આવો
સુકરવારે સાસુડી બોલ મારે. જમુનાજળ ભરવા જવું ન તારે
અધુરામાં પુરી નણંદ સારે, આવો.
શનીવારે સ્યામ આવ્યા મારે ઘેર, ઉર વિષે લાવી અતિશે મેર
થઇ આજ મારેતો લીલા લહેર, આવો.
સાતે વાર નરનારી ગાસે, તેનાં સૌ પાપ તે દૂર જાશે
પરબત કહે સુખ સાતા થાશે. આવો.

## શ્રી કૃષ્ણને ગોપીની વીનંતી

### ગરબી.

### બાળારે મારા છાનો તું રે વાલા એદેશી

મારારે સ્વામી કયાં તમે સંતાયા,
જશોમતી નંદતણા જાયા. મારા

વલવલતી હું વનમાંહે ભમતિ.
હવે મુને વાતો નથી ગમતિ. મારા
એવીરે તમને કોણ મલી ધુતી.
તન મન ધન લઇ લીધું લૂટી મારા
લાંબીરે નજરે તમને હું જોતી,
નેણાંરે હું તો ભરી ભરીને રોતી મારા
ભૂડીરાંડે ભરમાવ્યા તમને,
માટે તમે મેલી ગયા હમને મારા
હવે હમે કંઇ પણ નહિ કહીશું,
ગોવીંદ તારી મરજીમાં રહીશું મારા.
ઝાઝું હવેશું કહીયે તમને,
તમે નથી દેખાદેતા અમને મારા.
ગોપીને મળ્યા નહિ ગીરધારી,
પરબત કહે માયાયે મોરારી. મારા.

## ગરબી ૨ જી રાગ ઉપરનો

મોહનજી તો મળતા નથી અમને વારેવારે શું કહીયે તમને મોહ૦
આવી મને ખબર નહિ પડતી
તમ સાથે પ્રીત નહિ કરતી
તમેમને મેલી ગયા રડતી મોહનજી
વનમાંહે ગયા મુને મેલી
નેત્રથી વહે આંસુની હેલી
ફરૂં હું તમ વિના વન ઘેલી મોહનજી
વારે વારે સું કહીએ વારૂ
કરગરી કહુંછું અમ સારૂ
નિત ધ્યાન રૂદેમાં તમારૂં મોહનજી
મનેરે પ્રીત ખટકીછે તારી
મારે મંન ઝાઝીછે મોરારી
મોહન તમે મનેતો વિસારી. મોહનજી

હુંતો જાણું ઊજળું તે દુધ હશે
તેનેરે બાને વાઇ મને છાશે.
રહી હુંતો તમારે વિસવાસે. મોહનજી
જશોદાના જાયા તમોરે કાળા
કામણ ગાળા આંખ્યો તણા ચાળા
માટે હુંતો મોહીછું નંદલાલા. મોહનજી
ગરજીરે તમને દીઠામેં ગીરધારી
ચુક તમે માફ કરો મારી
દાશી થઇને રહીછું તમારી. મોહનજી
પરબતના સ્વામી નથી મળતા
મને મેલી ફરોછો રખડતાં
સોધ કરૂં તોય નથી જડતા. મોહનજી

## સુરતમાં થયેલી આતસબાજીનું વર્ણન.

### લાવણી.

અવની પર ધરી અવતાર સુખ નહી પામ્યો એ દેશી.
સુનો આતસબાજીનો ખેલ ધ્યાન ધરીને
સબ સુરત શહેરનાં મંન લીધાં હરિને ટેક.
ઉડે દારૂકે જોશે તોપ તણે અવાજે
આભલીયા અંદર મેઘ ગગન જેમગાજે
લે અશ્વ ભભક શનગાર સજી કરીને સુણો
થાય ધણુણુણુણુણુણુ ઘોરથી ધરતી ધ્રુજે
આરે ઝાંઝરકા ઝમઝમાક બન્યો અગ ગુઝે
ઠમઠમાક ઠણુણુણુ ઘોરે ધણી ઘુઘરીને સુણો
નાદનકા નાદના થાય અતિ ઝમકારા
દિવાબળે આભમે ખીલ રહે [1]શશી તારા
સુણી શબ્દ સઘળું કષ્ટ ગયું કાપીને સુણો.
અસમાનકી અંદર તેજ છટા ચંદ છાજે

---
ચંદ્ર.

સઅસૂરત શહેરમાં જશ ન એસા બીરાજે
ધનજીવો મહારાણી વર્ષ કોટી ફરીને સુણો
દયા લાવી મહારાણી મન હુકમ જદ દીધો;
શાહુકારી જેલના (જન) છોડી જશ લીધો
છૂટાકર્યા વીશ શાહુકારના દામ ભરીને સુણો.
ફરી જશન થવાની આશહું મનમાં રાખું
થાવો જયજય જયજયકાર વદનથી ભાખું
કહુ ખ્યાલ આપની પાસ લરી લરીને સુણો.

### છંદ ઇંદ્રવીજય.

સુરત શેહેરમાં લેર થઈ ગઈ, અજબ તરેથી આતસબાજી
આભમેં જેશી ઇંદ્ર ઘટા, ચંદનીકી છટા ગગને રહી ગાજી
ઝાંઝરકા ઝમકાર સુણી, મહારાણી મણી જોઈ ગયાં દુખ ભાજી
પરબત પઢે મંન ખુશ થઈ, ગઈ અજબ તરેથી આતશબાજી.

## જીવને ઉપદેશ.

### પદ રાગકાફી.

ગર્ભવાસ રાખ્યોરે કૃપાતને બહુ કરી એ ઢાળ પ્રમાણે.
જીવજો તપાસીરે, માંથાપર મરણભમે
અચેત પ્રાણી ઉઠરે, સુવુંતો તને કેમ ગમે ટેક
ગર્ભમાંથી તું બહારજ આવ્યો, કાલાવાલા કરી અપાર
દયા દાન ને પુન્ય કરીશહુ, તે કેમતું ભૂલીને ગુમાર
આસું મોહ્યો સ્ત્રીનેરે, ઘણાતો રંગ ભોગ રમે જીવજો૧
વ્યભિચાર વહાલો કેમ લાગે, ચિત્ત હરીરસ ચાખ
†દારા બધુ ખાઈ ખોબું કરસે, અંતે ચોળાવસે રાખ
સાથ કોઇ નહીં આવેરે શ્રીફળ ચાર બાંધ્યા તે સમે જીવજો.૨
મંન રૂપી ઘોડે શ્વાર થયોતું, ગૃહીઆસાજ કેરી લગામ
માયારૂપી માલ વોરવા ફર્યો, લખ ચોરાસી તું ધામ

† સ્ત્રી.

તોયે રહ્યું ફરવું રે, સંસાર રૂપીઆ નીરમે જીવજો. ૩
ભવ* તરવાના ઉપાય બેછે, કરવો સદ્ ગુરૂનો સંગ
જેથી દીલમાં ¹દીવો પ્રગટ થાય, લાગે રૂદે કમલમાં રંગ
હરી રૂપી નાવેરે², પરબત કહે જાયતરી પલમે જીવજો. ૪

## હરિ વિના કોઇ સાચું નથી

### પદ

જુઠું જુઠું જીવત ખરૂં જાણુમાંરે એ ઢાળપર ફુદી પડો.
સાચું સાચું હરીનું નામ જાણતુંરે (બેવાર) ટેક
ફીસફી માયા ફીસફી કાયા, તેમાંસું તમે લોભાયા
પડી રહેસે સૌ માયા, મુરખા જાણતુંરે સાચું સાચું ૧
માત તાતને કુટુંબ કબીલો, મેલી જીવ જાસે એકીલો
મારી કરસે ઢીલો, જમ પ્રમાણ તુંરે. સાચું સાચુ
ઓરત પરણી અળગી રેસે, વિલાપતે મુખેથી કરસે
ભડભડ કાયા બળસે, માં રંગ માણ તુંરે સાચું સાચું
જોબનીયું દીસેછે રૂડું, વૃદ્ધ પણે દેખાસે ભુંડું
કરમકરે સીદ કુડું, જીવ પ્રીછાણ તુંરે સાચુંસાચું
ધન દોલત અને સ્રીને મોહ્યો, મણીરત્ન એળે તેં ખોયો
પોક મુકીને રોયો' મુર્ખ મસાણતુંરે સાચું સાચું ૫
તું જાણે હું સૌથી ડાહયો, પાપે તારો પીંડ ભરાયો;
તું ડાપણમાં પછડાયો, ડાપણ બાળતુંરે સાચું સાચું. ૬
આ સંસારમાં બહુ આથડીઓ, મારગ નવ જવાને જડીયો;
આવી કુપમાં પડીયો, તારૂં માં તાણ તુંરે. સાચું સાચું ૭
પરબતના સ્વામીને સમરો, તરાય સિંધુ જેથી જબરો;
પલક એકમાં તરો, હે મુર્ખા જાણતુંરે સાચું સાચું ૮

---

**ટીકા** * આ ભવ કેતાં સંસાર દરિયા રૂપીછે તેને તરી જવાનું. ૧ જ્ઞાન સાધન. ૨ નાવ એટલે હરિનું નામછે માટે પરમેશ્વરનું હમેશાં રાતદિન સ્મરન કરવું તથા સદગુરૂની સંગત કરવી.

# પંદર તિથી.

સ્વસ્તશ્રી સ્નેહપુર શેહેર, શોભે સારૂંરે. એરાહ.
પડવે લાગી મને પ્રીત, ગોવીંદ તારીરે.
મને મેલી ગયા એ આજ, સૈયર મોરીરે. ૧
બીજેતો બળ્યો અવતાર, કહું સું એનીરે.
મને વાપીછે જ્વાળા અંગ, તે વાત કેનીરે. ૨
ત્રીજે ત્રીભોવનનાથ. મને ગયા મેલીરે,
હું ભમું ગોકુલનીમાંય, થઇને ઘેલીરે. ૩
ચોથે તે ચંચળ નાર, હું છુ હેલીરે.
પ્રીતમે તજી મને આજ, એકલી મેલીરે. ૪
પાંચમે પડીયો ત્રાસ. નિંદ નહી આવેરે.
શણુગાર ન ગમે સજવા, અન્ન ન ભાવેરે. ૫
છઠે છોગાળા નેમ, મળવા આવોરે.
જેથી હર્ષ વધે મન બહુ, ઉરમાં ભાવોરે. ૬
સાતમે સમજી ઉર નાથ પધારોરે.
મારા ટાળો ત્રિવીધીતાપ. હેતવધારોરે. ૭
આઠમે આવી નાર, તમારે સરણેરે,
હું દાસી તણી તમે આજ, અરજ સુણો કરણેરે. ૮
નાંમે તજી ગયા નાથ. મેલી રોતીરે.
લાંબી નજરોથી વાટ, તમારી જોતીરે. ૯
દસમે દુઃખ થાય, મારા તનમાંરે.
સંભારૂ સ્વપ્નામાંય, લાવો ન મનમાંરે. ૧૦
એકાદશી આનંદ, નાથ થાય મારારે.
તમે આવો રમીયે રંગ, પ્રીતમ પ્યારારે. ૧૧
દ્વાદશીને દહાડે બાળા હું નાનીરે.
વૃજગામમાં ઉડાવત, રહે કેમ છાનીરે. ૧૨
તેરસે નાથ તરત. ઉરમાં લાવોરે.
મારી બાળાતણી જોઇ દાઝ. મંદીર આવોરે. ૧૩

ચૌદસે ચતુરાનાથ, આવ્યા કામીરે.
પ્રીતથી રમી હું રજ, આનંદ પામીરે. ૧૪
પૂનમે પ્રગટી પ્રીત. રહી નહી ખામીરે.
મને મળયા જશોદા તંન, વેદના વામીરે. ૧૫
આ પંદર તથો થઈ પૂરી, નથી અધુરીરે.
પરબતના સ્વામી અમારી આશા પૂરીરે. ૧૬

## ગોપી અને કૃષ્ણનો સંવાદ.

### ગોપી કહેછે

### પદ. ૧

મન માને નહી. સોફેરા સમઝાવું તોય શું થાય. એ દેશી.
સુણો સામળીયા; રોકોમાં વૃંદાવન વાટે જાતાં,
સૌ સખીયો મળી; મહી વેચવાને જાતાં અમે મદમાતાં.ટેક
તે વાટે ધેન ચરાવો છો, મુખ મોરલી શ્યામ બજાવોછો.
વેણાવાઇને મન લલચાવો છો. સુણોશામળીયા. ૧
વદી દાણ માગો નાગર નટરે, સાહી પાલવ ઉભા રહો ઝટરે.
તમે સીદ કરો ખાલી હઠરે; સુણો. ૨
મેલો પાલવ મારો મોરારી, મહી તણી વેળા વટે મારી.
ઘેરછે મુજ નણદલ નઠારી, સુણો, ૩
ગેર કંથ પુછે તેને સું કેવું, સામળીઆ ઉતરહું સુદેઉ.
આખા ગોકુળીયામાંહું લજવાઉં, સુણો. ૪
સું રોકી રહ્યા છો વૃજનારી, ગુણના ગરવા છો ગીરધારી,
તમે ખાશો મોહન મુખની ગારી. સુણો ૫
એવું કહીને ગોપી ચાલ પડી. નવ બોલ્યા વનમાળી તે ઘડી.
પરબતના સ્વામીને રીસ ચડી. સુણો. ૬

### પદ. ૨

### રાગ ઉપર પ્રમાણે.

સુંણ વૃજનારી, દાણ ન આપે એવી નારી તું કોણ,

દાણુ લીધા વીના, જવાદઉતો નંદબાવાની આણ. ટેક
તું જાયછે નિશદીન આ વાટે, તુને ઘેરીને તારો ઘડું ઘાટે,
તારા સીર કેરું હું ફોડું માટ સુણો.
દાણના દોકડા ગણીને લઇશું, પછી આ વાટે જાવા દઇશું
અમે ગોધન ચારીયાં રહીશું સુણો.
બની છેલ છબીલી તું નારી, લીધાં આભુસણઅંગેધારી.
તારી દીસે છબી કામણગારી. સુણો.
તું વાંકું બોલી વાર કરે, હસતી મુખ મધુરે ચીત્ત હરે.
દાણદે વૃજનારી કાજ સરે. સુણો.
પરબતના સ્વામીની બલીહારી, સૌ ગોપી ફરતી અહંકારી.
લીધુ નુર ગોવીંદે ઉતારી. સુણો.

## પદ. ૩

પ્રાણજીવનરે; વીનતડી સુંણજો હું કહુછું માહરી.
ઉર વિશે રમી સ્યામ છબીલાછેલ છબી રહી તાહરી. ટેક
તારી મધુરીસી મોરલી બાજેછે, સુંણી અંતર મારૂં દાઝેછે.
એનો શબ્દ ગગનમાં ગાજેછે. પ્રાણજીવન.
સું કહેતામાં લાગ્યો ચટકો, મારા પ્રાણજીવન વરનો લટકો.
મોહ લાગ્યો જોઇ પીળો પટકો. પ્રાણજીવન.
તમે રીસ નહીં મનમાં લાવો, મારે મારગડે નિસદીન આવો.
મન મોહન મારે મન ભાવો. પ્રાણજીવન.
છે સુંદર સ્યામ છબી તારી, ઘરમાં નથી ગમતુ ગીરધારી.
મુને પ્રેમ કટારી તેં મારી. પ્રાણજીવન.
તારાં વેણ રૂદેમાં વાગેછે, મુને બાણ સરીખાં લાગેછે.
મારી વૃહેની વેદના જાગેછે. પ્રાણજીવન.
હું ઘેલી ફરૂંછું ગીરધારી, સુણીમેં મધુબન બંસી તારી;
મુને ઘાયલ ભીતર કરડારી, .પ્રાણજીવન.
હું ચીતમાં ધ્યાન ધરૂં તારૂં, મોહ્યું ત્રીકમ તેં મનડું મારૂં;
હવે વૃહેની વેદના દમે વારૂં, પ્રાણજીવન.

મારે મહોલે પધારો રંગ રસીયા, મારી શેરડીયે આવો ધસીયા;
પરબતના સ્વામી મારે મન વસીયા, પ્રાણજીવન.

## ઝણોર ઉર્ફે સાહાબાદની અદભુત આગનો ગરબો.

### દોહરો.

વનરીપૂ પ્રગટે વનમાં, કષ્ટ જનાવર જેમ;
અગ્નિથી ઉદાસીયા, સદન સદન સૌ તેમ.
બળ્યું બળ્યું સૌકો કહે, બળ્યું ન લાગી વાર;
અણુવીતી બકવા કરે, વીતી કરે પોકાર.
પ્રસુતાની પીડા લહે, અપ્રસુતાન લગાર;
પીડા લહે નળ દંપતી, વીતી કરે પોકાર.
વન તણી વેદના લહે, અવર ન કોઇ લગાર;
પીડા લહે પાંડવ સતી, વીતી કરે પોકાર.
વીતી નથી જે મનુષ્યને, તેને તો મન સેલ;
વીતી હોય જે નર ઉરે, તે સમે દુઃખની રેલ.
સો ઘર તો સેજે બળ્યાં, હતા શેઠ શ્રીમંત,
ક્રોપ થયો અતી કારમો, દયા કરો ભગવંત.

---

### ગરબો.

માતા તારૂં ચૌટું ચાંપાનેર, ચતુરા રાયનુંરે લોલ. એ રાગ.
સારૂં સારૂં સારૂં ઝણોર શહેર કે, વસે નર્મદા સતીરે લોલ.
ગરબો ગ.વા ઇચ્છું આજ કે, આપો શુભ મતી રે લોલ.
જીભ્યા અગ્રે આવી વસો કે, કહુંછું સરસ્વતીરે લોલ
શંકર સુતને લાગુ પાય કે, નમું ઉમીયા પતીરે લોલ.
ઝણોર ગામમાં આગજ લાગી, કઠણુ કળી કાળમાંરે લોલ.
ઓચીંતો એક કોપ થયો કે, બળ્યું તેની ઝાળમાંરે લોલ.
સંવત ૧૯૩૯ સાલ કે, ચૈતર ધસી રહ્યોરે લોલ

તાપ પડે વણુતોલ સરીખો કે, તે નવ જાય સહ્યોરે લોલ.
સુકલ પક્ષ તીથી સુદ આઠમ, વાર તે કહું રવીરે લોલ.
નરનારી સૌ ત્રાસજ પામ્યાં કે, સાંભળો અનુભવીરે લોલ.
મૂળ મંડાણુ કહાંથી થયું કે, સાંભળો ચીત ધરીરે લોલ.
તે હું તમને કહું વીસ્તારી કે, સ્થુળ જાય થરથરીરે લોલ
મારૂં વાડપોળમાં ઘર કહીયે કે, જોરાબાવા તણું સહીરે લોલ
ક્રોધ કરી દીલ અંદર માત કે, અગ્નિ પ્રવેશ થઇરે લોલ.
ખરે બપોરે આગજ લાગી કે, ગભરામણુ થઇરે લોલ.
જયમ વીજળી ચળકાટ તે ધાટકે, જવાળા ગગન ગઇરે લોલ.
એટલામાં એક ભંગડ આવી કે, બુણગું ફુંકીયું રે લોલ
સુણતામાં સૌ ઓતાજન કે, સૌ લોક ટોળે થયુંરે લોલ
કોઇ ધારીયે ને કોઇ કોદારેકે, બારસાક તોડવા માંડીરે લોલ.
તોપણ બારસાક ટુટી નહીને. કુવાડીઓ થઈ ખાંડીરે લોલ
પાણી પણુ ત્યાં રેડયું ઘણું કે, આગ ઓલવાઈ નહીંરે લોલ.
તે પછી ઝાલી મારવાડ કે, કારણુ કહું સહીરે લોલ.
બાબા કહે તેમાં નહીં ભેદ કે, ગાભરા થયા ઘણારે લોલ
ઘાસના ગંજ છે વાડા માંહ્ય કે, ઉડે ચણુગા તે તણારે લોલ.
તેથી જલદી નીકળી જવાળ કે, ઝટપટ લીધા ઝાલીરે લોલ.
ક્રોધ કરી કર્યા કરડાં નેણુ કે, સમ સરરર ચાલીરે લોલ;
જેશંકર એક બ્રાહ્મણુ કહીયેકે, ઝટ ઘર ઝાલીયુંરે લોલ.
સર્વ બળીને ખાખ થયું કે, આગળ ચાલીયું રે લોલ.
ઝટ ઝાલી નાથાની પોળ કે, બળવા માંડયું હુહુરે લોલ.
તે ચોઘડીયું એવું હતું કે, વા પણુ વાય બહુરે લોલ.

---

## મનહર છંદ.

બપોરના બાર ખરા મધ્યાન કાળજ થયા,
તેવે સમે આગ લાગી ઓચીંતી ભભકમાં.
ઝણોરની પર જાણે ઇશ્વરનો કોપ થયો.

કાંતો જાણે પુણ્ય કર્યું તોળવાની જરમાં.
ઓચીંતી ભભક લોકો જોઇને ચકીત થયા;
ઉરમાં ડરવા લાગીયા તે હવે શું થશે.
કાંતો જાણે શીવનું ત્રીલોચન ઉઘડયું હશે;
હાય દૈવ હાય દૈવ હવે શુ થઇ જશે.
તેવે સમે વાયુના જોરથી ચણગા ઉડે તે;
જાણે આકાશમાં સમાચાર લેવા જાતહે.
પાણીની પુરથી કરી પાણી ત્યાં રેડયું જ ઘણુ,
આસપાસ ગામનાતે લોક દોડી આતહે.
એકદમ અંધારૂં થય તે આકાશમાં થયુ,
ધુમાડાના ગોટપોટથી ઢંકાઈ તે ગયું
આગળ તે આગ કેવી જોશથી ચાલી રહી તે,
પરબત કહે ચીત દઈ સાંભળો કહું.

## સોહલો.

હવેલી નરોતમની ઝાલી ઝટ, તે પણ સામી ઉતરી ઝટપટ
હાહાકાર ઝણોરમાં થયો, માલ બધો લુટાઈરે ગયો.

## રાગ અસલ.

ઝટઝાલી નરોતમની હવેલીકે, કારણ કહું સહીરે લોલ.
નાથા મૂલજીના ઘર માંહેકે, ઘાસ ભર્યો હતો તહીંરે લોલ;
અતી સૂંદર નરોતમની હવેલી, ફીકર ઉરઘણી થઇરે લોલ.
રોગાનથી ભભકાર ભરીકે. ભભકભેર બળી ગઇરે લોલ;
ઝટ ઘર ઝાલ્યુ નાથા મોદીનું, ગાભરો થઈ ગયોરે લોલ.
માલ બધો કાઢી નાંખીને કે, જહાંતહાં નાંખીયોરે લોલ;
પૂરજોરથી તે આગજ લાગી, બહુજ બેભાન થયોરે લોલ;
મહેનત કરી બહુ માલજ કાઢયો કે, તેપણ બળી ગયોરે લોલ.
નાથા મોદીનું ઘર બળી રહ્યું કે, ઝાલ્યુ કયાંયકીરે લોલ;
નાથા મૂલજીનું ઘર લાગ્યુ કે, ઝાલ્યું ત્યાંયકીરે લોલ.

## ઇંદ્રવીજયછંદ.

રે જયમ વીજળી જ્યોત થઇ ગઇ, ઝપટ કરી અગની પુર જામી
વીજળી વેગ જસો ચળકાટ. તે ઘાટ કદી ઉતરી ગઈ સામી
વા સરદાર તેં જોર કરી, ફરી પોળ તે નાથાની ઝટઝાલી
શું કરે કાયર લોક થયા, ભભકારથી એ પણ આગળ ચાલી.

## રાગ અસલ.

સુણજો કહું શ્રોતા સૌજન કે, આવ્યા લોકે લોકરે લોલ.
પરગામી પણ લોક બહું કે, આવ્યા થોકે થોકરે લોલ

## મનહરછંદ.

શેરની સંગાથ લડે એવા સૂરા સરદાર,
આવ્યા ઝાલી ડાંગ કોઈ આવ્યા ઝાલી ધારીયુ;
ઉનાળાનો તાપ પડે તેમાં વળી આગનો તે,
જેમ ચુલા ઉપરતું ધીકી ઉઠે ભાડીયું;
આસા મુકી લોકોએતે ઘરમાંથી માલ કાઢયો,
પેટીયોની ઠઠવાગી તેહનીજ પુરમાં
ભુમીએ ભગવો વેશ ધારણના કર્યો હોય.
તેવો એવે સમે લાગે કહુંછું અંકુરમાં
કેટલાક લોક પાણી રેડવાને મંડી ગયા,
કેટલાક સાહુકાર ચીનના ચોરી કરે;
પેટીઓ ઝાલીને તોડી ફાડીને મેદાન કરે,
ઠેકાણે કરીને પાછા આવી તેહમાં ફરે;
મજુરી કરીને માલ કાઢેલો તેપણ ગયો,
ઘર બળ્યું જોઇને તે લોક ધાભરા થયા;
પરગામી શાહુકાર ચીનના તે ધનલઈ,
પરબત કહે ચોર પોબારા ગણી ગયા;

## દોહરો

લોકતે બેભાની થયા, આતે શું કહેવાય;
જવાળા દેખી આગની, થરથર ધ્રુજે કાય.

**રાગઅસલ**

નાથાના ઘરમાં કોઇ નહોતું કે ધમરામણુ થઇરે લોલ,
તાપી શંકર બ્રાહ્મણ કહીયેકે, દાગળી ખરી ગઇરે લોલ,
ધન્યછે ઉઘરાતદાર ઝવેરના, દલપતરામભઇરે લોલ;
આરંભ્યુ એક આવી કામકે, હીંમત રાખી તહીંરે લોલ.
ચડાવીયા મેડાપર માળીકે, ભીંતો તોડી નાંખીરે લોલ.
પાછળથી પાણી બહુ રેડયુ, ઝવેરની બાજી રાખીરે લોલ
એટલી હીંમત એમણે રાખીકે, રાખી ન કાંઇ ખામીરે લોલ
ઝટઝાલી ગણુપતની પોળકે, ઉતરી ગઇ સમીરે લોલ

**શોહુલો**

ગણુપતની પોળ કહીએ સાર. તેપણુ સામી ઉતરી નીરધાર
પણ હવેલી પ્રાણજીવનની સહી. એ પોળ એટલેથીરે રહી
લોક માંહેમાંહે કરેરે વીચાર, સો ઘર બળી ગયાં નીરધાર.
ધનવાન હતાતે નીર્ધન થયા, પામર તો નવ જાયે કહ્યા.

**રાગ અસલ.**

પણ હવેલી પ્રોહિત તણીકે, અટકી ગઇ ત્યાંથીરે લોલ.
પોળ નાથાનીમાં ઘર એક રહ્યુંકે, પ્રભુ તણી મહેરથીરે લોલ
એ ઘરથી* પશ્ચીમ દીશાયેકે, અગ્નિ પરવરીરે લોલ;
ઝડપીને ઝટ ઝાલી પોળકે, ઝટપટ ગઇ બળીરે લોલ
કોપ થયો અદભૂત સરીખોકે, સ્થુળગયાં થરથરીરે લોલ;
સુણજો કહું સૌ શ્રોતા જનકે, ગરીબ જન ગયા મરીરે લોલ

**મનહરછંદ.**

ચારે ગમથી તે લોક લૂટાયા ખરીજ રીતે
મોટા મોટા શાહુકાર આગમાં ડુટી ગયા
તેમાં વળી છેક બાપડા ગરીબ હતાજંન
ખરી રીતે બેલી આગ બહુ દુખીયા થયા.
શેઠ નરોતમને ઘણુંજ નુકશાન થયુ,

---

* છાસેટીઆ. ખુશાલસંગજીના ઘરવાળી ઓળ.

ત્રીશ હજાર હું રૂપીયા આશરેથી કહું
તેનો તૃતીયાંશ વ્યાશનાથ મૂળજીને થયું;
પરબત કહે અગ્નિ દેવીને નમ્યા શહું

**રાગ અસલ.**

જીવજંતુ ઘણાં બળી ગયાં કે, હાહાકાર થયોરે લોલ.
જન સૌનો કાઢેલો માલકે. તે પણ બળી ગયોરે લોલ.
નરનારી સૌ પામ્યા ત્રાશકે, સૌ બેભાન થયાંરે લોલ
અગ્નિ દેવી હવે ક્ષમા કરોકે, સૌ ઘર બળી ગયાંરે લોલ
પણુજ વેપારી ટુટી ગયાસૌ; નુકશાન થયું ઘણુંરે લોલ.
જો ગણવા બેસું હું માતકે ગણતાં સુંરે ગણુંરે લોલ

## અગની રૂપી માતુશ્રીને લોકની વીંનતી

**હરીગીત છંદ.**

હું નગ્ર પાસે બહુ ઉલ્લાસે પહોંચીયો જેણે ઘડી એ દેશી.
હે અગ્નિ માતુ કરદયા સૌલોક કહેછે કરગરી
તું સુણી અમારી [1]વાર તે [2]આવાર દીલ દયા ધરી
સૌ રંક બાપડા હતા તે આગમાં ટુટી ગયા,
સમ સરરર ચાલવાથી આગ તે બહુદુખીયા થયા.
જોઇ તાપ તારો તે સમે અમથી તે નવ સહેવાયરે
જાણે કરી બહુ ક્રોધ તારી ગગન જવાળા જાયરે
અમરીપુ આવ્યો દોડતો કરવા અમારો નાસરે
કાયા અમારી થરથરે કહું નામ ચઇતર માસરે
બહું છાંટીયુ તે નીર સર્વે રીસમાં સોસી ગયો
વણુતોલીયો તે તાપ તેનો આગની ભેળો થયો
કર્યો ભભૂકો તેહણે ઝણેર તે ઝાંખુ થયું
ઘબ અંધ ધુમાડાના ગોટાપોટથી તે થઇ ગયુ
જબકારા કરતી વીજળી જયમ આભમેં ઊંચે રહી
પોળ એકથી તે એક ત્રીજી આગ તે ઝાલે શહી

---

૧ વિનંતી. ૨ વણાત.

ભભકારથી તે આગ ચાલી લોક બેભાની થયાં
સૌરંક બાપડાની દાદ સાંભળીમા રહી ગયાં
પોકાર સુણી લોકનો તેં ઉરવાળે દયા ધરી
હે ઈશ અગ્નિ માતને ન દેખાડીશ હમને ફરી.

## લલિત છંદ.

અરર માતરે, હું કહું ખરૂં, અરર હાયરે, વીનતી કરૂં
ખરર દેહને, માફમા કરો, નજર ફેરવી, દુખડાં હરો
કરગ રેતને, લોક તે શહુ, અરજ આટલી, મારી તે કહું
ધરજ સૌ બળ્યાં, લોક તે કહે, સરર નેત્રથી, નીરતો વહે
અરજ સુણીને, માતતો રહ્યાં, અસલ લોકનાં તેજતો ગયાં
ગરિબ બાપડા,ની દયા ધરી, ઝરર નેત્રથી, [1]મેરતો કરી
પરમ પ્રેમથી, નંદલા(લ) તણું, ઘર બચાવીયું, વારમાં ક્ષણું.

## રાગ અસલ.

જનનોની વીનતડી સુણીનેરે, ચુક્કર માફ માતારે લોલ:
પામર પ્રાણીની અરજ સુણીનેરે રહી ગયાં લાવા શાતારે લોલ.
રસીક આ ગરબો રચ્યો પરબતેરે પ્યાર ધરી સહુ ગાજોરે લોલ.
સૌ કવીને કરજોડી કહું છુંરે હોય ભુલ સુધારજોરે લોલ.

# દેશી મીત્રને અરજી.

## રાગ પરજ અથવા મહાડ.

મારી આલી તું સીદ અકળાયરે, તુંને ખમારે ખમા એરાગ.
સરવે સુણજો દેશી મીત્રરે, મારા દીલ તણા પ્યારા.
કાપો કષ્ટ સઘળા ઓ પવિત્રરે, મારા દીલ તણા પ્યારા.
છે દુખ આ બહુ ગામમાંરે, મુખસેં કહ્યું નવ જાય;
જો દીલ પાછું આણીયે તો, થરથર ધ્રુજે કાયરે. મારાદિલ.
[2]તસ્કર ચોરી જો કરેરે, રહેશે મનમાં આશ;
અગ્નદેવ જ્યાં પરવર્યો ત્યાં, બાળીને કરશે નાશરે મારાદિલ

---

[1] મહેર. [2] ચોર.

ધાડ પડે જો કમ નસીબે, ઉરમાં રહે કંઈ હામ;
પણ અગ્નદેવ સુણતામાં, ચરર ચોટે ડામરે  મારાદિલ.
દુખછે મોટું સર્વેથી એ, [1]સ્થુળે નવ સહેવાય;
આથી તો મરવું ભલુંરે, ભડભડ લાગે કાયરે  મારાદિલ.
સવત ૧૯૪૫ એરે, હતો મૃગ શીર માસ;
સુકલ પક્ષની બારસેરે, અગનીયે કરીગો નાસરે મારાદિલ.
કોળી ફરીયામાં થઇરે ઓચીંતી તે આગ;
રીપૂજો તેનો હતે તો, કેવો ફાવત લાગરે  મારાદિલ.
રદય અમારૂ ચીરાય છેરે, નેત્રે વહેછે નીર;
સૌ સોધો મૂળ સુખનાંરે સજ્જન રાખી ધીરરે મારાદિલ.
અટકાવો એ દુખનેરે, કરી સુકૃત એ કામ;
રીપુ કહું અગ્ની તણો હું, બંબછે જેવું નામરે  મારાદિલ.
તે આણો તમે આ સમેરે, હૈયે સહુ હરખાય;
દુખ તે સરવે દુર જસેરે, સેજે સુખ સૌ થાયરે  મારાદિલ.
આસીસ સૌ દેશે ઘણીરે, કહુંછું નમાવી શીશ;
પરબત વદનથી એમ વદેરે, રાજી રહેસે જગદીશરે મારાદિલ.

**ગરબો ઝણારનો સમાપ્ત.**

---

## રણછોડજીની પ્રાર્થના.

**મનહરછંદ.**

ડાકોરના! ઠાકોરછો મુરબ્બી છોગાળા તમે,
કૃપા કરી આજ મને દરશન આપીએ;
રૂપ તારૂં જોઈ મન ખુશી ઘણો થાશે વળી,
રણછોડ જાપ તારો દરરોજ જાપીએ.
મુગટ મણીનો માથે ચલક ચલક થાય,
રૂદેમાં મુરત તારી મનથકી થાપીયે;
ધ્યાન રહે તૂજપર કુબૂદ્ધીનો નાસ થાય,

---

૧ શરીરે.

એવી કૃપા કરી આજ પ્રોઢ દુઃખ કાપીએ. ૧

## ભાથીજીના ગુણનું વર્ણન.

### મનહરછંદ.

સુંદરછે મીયા ગામ પાદર [1]ભાથીજી વસે,
નીજ નામ રટે ઉર ઘણા સૂખી થાયછે;
[2]રાજા રણમલશીંગ રાજતો કરેછે વળી,
પાદર ભુમીયુ થાય ઘણાજન ધાયછે.
ભાથીજી આવેછે ત્યારે જોવાની શી કહું મણા,
જોતા હવા સૌ જન હેતથી ધરાયછે;
ઝેરતો ઉતારે ભારી વારતો ન લાગે [3]જરી,
એવા ભાથીજીના ગુણ દામોદર ગાયછે. ૨

## દુષ્ટ નર વિષે.

### મનહર છંદ.

દુનિયા અંદર દુષ્ટ સામાને પોતાના જેવા,
ગણી વળી મુર્ખ લોકો ફરેછે ચક્ચા ચક્ચા;
[4]મદાંધમાં ફુલી અને છેલાઇમાં છાકી વળી,
અભીમાની રસ્તે જતાં ચાલેછે લક્યા લક્યા.
રાખી પરનારીઓને પોતાની સમાન ગણી,
ફરે તેની પુંઠે પુંઠે રહેછે અક્યા અક્યા;
કહે દામોદર તેના મૂખ બાળ્યા જેવાં દિસે,
જનેતાને પેટ તેઓ પથર પક્યા પક્યા. ૩

## કુભારજા સ્ત્રી વિષે.

### મનહર છંદ.

રાખી પર પુરૂષને, સ્નેહ બાંધે તેની સાથે,

---

૧ ક્ષત્રીદેવછે. ૨ મીયાગામના ઠાકોર.
૩ લેશ. ૪ અહંકારમાં આંધળા થઇને.

પીઉનાથી છાનીકૃથા કરવાને જાયછે.
કદાચિત વાત તેના પતિને માલમ પડે,
રડીવળી ફેલ કરી જુઠા સમ ખાયછે.
એવી તે કુનારી વળી વસ્ત્ર વીના સ્નાન કરે,
નારી નહીં તે કુતરી પછીથી પરતાયછે.
કહે દામોદર વળી પારકાને પતિ માને,
ધિક્કાર જનેતા પોતે દુષ્ટ નર્ક જાયછે. ૪
દેખો મેરેયાર લાલ રમતે અનેક બાલ,
જુદીજુદી ચલે ચાલ મરતીકા પાર નહીં.
સામસામી બોલેનાર ખડી રહે માથે ભાર,
અજારેકી માંહેયાર નેનતો ચલાય રહી.
દેખો વલી દોરજાત ચરેલ કરાવે ઘાત,
અછોડાકુ જોર થાત તોયે ચમકે સહી.
એતની જાતકું યાર સોટીયાકા પડે માર,
કહે દામોદર ભાર માંથે ચલાય રહી. ૫

### કુંડળીઓ.

*કામની કોઇની થઇ નથી, વળી કોઈની નહીં થાય:
પૈસો દેખે જ્યાં સુધી, મનમાને તેમ ખાય;
મનમાને તમ ખાય, ખાવાનું પુરૂંજ થાશે;
જુદું કરસે ચિત્ત, દેખીને દુરજ નાસે.
કહે દામોદર ચેત, સ્ત્રીનો વિશ્વાસ ન કરવો.
જે ભૂલેગા મુઢ, ધાર વણું મોતે મરવો. ૧

### જીવને ઉપદેશ વિષે કુંડળીઓ.

ખબર નહીંહે પલકકી, જાનેકાહે જરૂર.
પુન્ય પાપ ક્યાકયા કીયા, પુછેગારે હજુર.
પુછેગારે હજુર, તું કયા બોલેગા વાણી.
સમજ કર દીલ સાથ, ચેતતું મુઢજ પ્રાણી.

---

* સ્ત્રી.

કહે દામોદર ચેત, કાયાકુ બાલી દેયગા.
સાથે પુન્યને પાપ, બાકી સબ પડા રહેગા. ૨

## જીવને ઉપદેશ. કુંડળીઓ.

ચીંતા મતકર પ્રાણીઆ, ચીંતાથી શું થાય
કામકાજ સુજે નહીં, કાયા ખોખું થાય.
કાયા ખોખું થાય, સુજે નહી કામ જરૂરે,
કુબુદ્ધી આવે પાસ, સુબુદ્ધી જાય *પરૂરે.
કહે દામોદર ચેત, યાર ચિંતા મત કરના,
દુર્ગુણ કાટી નાંખ, પ્રભુકા ધ્યાનહી ધરના. ૩

## કર્મ વિષે. મનહર છંદ.

કરમે રાવણે રાજ ખોયું કીધું કુડુ કાજ
ત્રીયા થકી ખોઇ લાજ રણમાં ટળવળે
રાજા હરિચંદ્ર તેતો ઘેરે ઘેર માગે એતો,
આપી વસ્તુ સુખે લેતો કર્મ સંજોગે મળે.
કર્મે સુખ આવે પાસ કરમે થાયે ઉદાસ,
સુબુદ્ધીનો થાય નાસ ચિતા અંગમાં બળે.
એમાં ભાઈ કોનો વાંક કરમે થાયછે રાંક,
કહે દામોદર [1]આંક ટાળવાથી ન ટળે. ૧

## "મહી" માતાનો ગરબો.

સ્વસ્તશ્રી સ્નેહપૂર શહેર સોભે સારૂંરે એ રાગ.
કરજોડી કરૂંછું વીનતી, મહી માતારે;
બાલકની કરજો સહાય, ભલી સુખ દાતારે. ૧
ગરબો ગાવા મન કરૂં, મહી માતારે;
આ કૃપા કરોને માત, ભલી સુખ દાતારે. ૨
બાધા રાખે ઘણા ભાવથી, મહી માતારે;
તેના પૂરો મનોરથ મન, ભલી સુખ દાતારે. ૩

---

* આધી. [1] લલાટનો લેખ.

[1]પડછો તરતછે તાહરો, મહી માતારે;
હું ભજું દીવસને રાત, ભલી સુખ દાતારે, ૪
[2]ધોડો આવે ઘણા જોરથી, મહી માતારે;
બળ કરીને ઉછળે નીર, ભલી સુખ દાતારે. ૫
વાસદ આગલ ચોરીછે, મહી માતારે;
નીર ફરે નહી લગાર, ભલી સુખ દાતારે. ૬
આગળ પાછળ ઉછળે, મહી માતારે;
તમ ચોરી પર નવ જાય, ભલી સુખ દાતારે. ૭
બીજા ઘણા ખરા પલ ઉપરે, મહી માતારે;
ગાડી ઘણા જોરથી જાય, ભલી સુખ દાતારે. ૮
પણ પલ આવે જ્યાં આપનો, મહી માતારે;
ગાડી નરમ પડીને જાય, ભલી સુખ દાતારે. ૯
શ્રીફળ ચુંદડીનો પાર નહી, મહી માતારે;
થાય દીવા દીવેટ અપાર, ભલી સુખ દાતારે. ૧૦
આકીન રાખે ઘણા ભાવથી, મહી માતારે;
સમરે તુજને સૌ જંન, ભલી સુખ દાતારે. ૧૧
તે જન સુખ પામે ઘણું, મહી માતારે;
કળીયુગમાં તુજને ધંન, ભલી સુખ દાતારે. ૧૨
ધન્ય ધન્ય મા તુજને, મહી માતારે;
ગુણ ગણતાં ન આવે પાર, ભલી સુખ દાતારે. ૧૩
કરગરી કહુંછું એટલું, મહી માતારે;
હું પાપીને કર પાવંન, ભલી સુખ દાતારે. ૧૪
બુદ્ધી નથી કંઇ મુજમાં, મહી માતારે;
મુજપર નવ કરસો કોપ, ભલી સુખ દાતારે. ૧૫
ગાય શિખેને સાંભળે, મહી માતારે;
તેની પૂરે માતા આસ, ભલી સુખ દાતારે. ૧૬

---

૧ પારખું. ૨ પાણીનો ઉછળતો મોજો.

સુભ સંવત વિક્રમની કહું, મહી માતારે;
૧૯૪૩ સાલ, ભલી સુખ દાતારે. ૧૭
આસો વદ પડવો કહું, મહી માતારે;
વળી રૂડો *ચંદ્રજ વાર, ભલી સુખદાતારે ૧૮
ગુણ ગાવામાં ચુક હશે, મહી માતારે;
કહે દામોદર કર માફ, ભલી સુખ દાતારે. ૧૯

## શ્રી ભાથીજીનો ગરબો.

**ઓધવજી સંદેસો કેહેજો શ્યામને. એ રાગ.**

ભાથીજી ભજીએરે રૂડા ભાવથી,
મુકીઆજે મનનો મોટો સોકજો;
મીયા ગામને પાદર દેરી સોભતી,
નાગ પાંચમને દિન ભરાય સૌ લોકજો. ભાથીજી. ૧
શ્રાવણ માસ તણીતે સુદી પંચમી,
મેળો જોવા આવેછે નરનારજો;
મંડપની સોભાછે અતિ રળીઆમણી,
હાંડી ગ્લાસો દીપેછે અપારજો. ભાથીજી. ૨
રાજા રૈયત જોવાને સૌ કારણે,
આવી ઉભાછે ભાથીજીની પાસજો;
કરડે કાળો નાગ ઝેરી કોઈ જંતને,
ભાથીજીનો ઝેર તણો કરે નાસજો. ભાથીજી. ૩
સાંભળજો સૌ સજન નરને નારીગો,
ઉતારેછે ઝેરજ કેવી રીતે જો;
[1]લખમણ નાહીને આવે ચોરા આગળે,
લોકો આવી કીકીયારી કરે પ્રીતેજો. ભાથીજી. ૪
લક્ષ્મણને ભાથીજી તે શરૂ થાયછે
જમણો હાથજ ઊંચો કરે ભાઈ જેવે જો

* સોમ. ૧ ભાથીજી દેવનો ભૂવો.

થરથર ધ્રુજે હાથ અને વળી આંગળી
ઝેર ઉતારે સામાં મનુષ્યનું તેવે જો, ભાથીજી. ૫
ઝેર ચુસીને પ્યાલો પીએ ખાંડનો
ત્યાર પછી ભાથીજી તે વળી જાયજો
કરડેલાને સાતા વળેછે તે સમે
ઘણા હરખથી ચાલીને ઘેર જાયજો ભાથીજી ૬
અચરત પડછો એવો ભાથીજી તણો
કળીયુગમાંછે એ તો પ્રખ્યાતી દેવજો
કહે દામોદર ગાજો નરને નારીઓ
સુખે કરજો ભાથીજીની શેવજો. ભાથીજી ૭

## હિત શીક્ષા

સાંભળનેતું સજની મારી,
રજની કયાં રમીઆવીજી એઢાળ.
સુણજો મારા સકલ સ્નેહીઓ,
શિખામણની વાતજીરે.
છાની વાત ન કરીએ સ્ત્રીને
કરાવે કોઇ દીન ઘાત. સમજીને ચાલોજી ૧
જેમ બને તેમ સ્ત્રીની સાથે,
સંબંધ રાખીયે થોડોજીરે;
કળીયુગમાં મન જેવુ સ્ત્રી સાથે,
તેવું પ્રભુ સંગ જોડો. સમજીને ચાલોજી ૨
સુખ આવે છાકી નવ જઇએ;
દુ:ખ આવે નવ ડરવુંજીરે
દિવસ જતાં એમ વારન લાગે
એક દિન પડશે મરવું. સમજીને ૩
મિત્ર તણે ઘેર રોજ ન જઈએ
કો દીન થાય બગાડજીરે

મિત્રની નારીશું વાદ ન કરીએ
જુઠાં એછે લાડ. સમજીને ૪
સંસાર સરવે જુઠો જાણો
જુઠી આતો માયાજીરે
દરેક વસ્તુ કામમાં આવે,
પણ નકામી આ કાયા. સમજીને ૫
વિચાર કરતાં વારો વાણું
વેળા વીતી જાશેજીરે
નહી સાધો કંઈ ધર્મની બાબત,
પસ્તાવો પછી થાસે સમજીને ૬
મોહ માયાને મત્સરછોડી.
પ્રભુ ભજલ્યો લાવોજીરે:
દામોદર કહે સત્ય માનીને
પ્રભુની સેવા બજાવો સમજીને ૭

## ભાથીજીની સ્તુતી વીશે

### રાગ પ્રભાતી.

ભાથીજી આપના ગુણને ગણતાં, કદી ન આવે પારરે
હેતથી આપને જે કોઇ ભજશે, તેને ઉતારો ભવપારે ભાથીજી ૧
સ્વસ્થાની એક મીયારે ગામે, પાદર મોટુ ધામરે
ગામ અને પરગામના લોકો, નિત્યલે આપનું નામરે ભાથીજી ૨
છોબંધ ચોરો પીપલ પાસે, ડેરી સારી લાગેરે
માહે ભાથીજી ફાંકડો બેસી, સંકટ સૌનો ભાગેરે ભાથીજી ૩
મૃતુક તુલ્યકો માનવી આવે, પલમાં સારૂ કરોછોરે
ઝેર ઉતારતાં વારન લાગે, સંકટ સૌનાં [1]હરોછોરે ભાથીજી ૪
ક્ષત્રીવટ સુરાછો પોતે, ડેરીની બલીહારીરે
જે વેળા પધારો પોતે. જોવાની ખુબા સારીરે ભાથીજી ૫

---

૧ દુર કરોછો.

લક્ષ્મણને પોતેરે ચડોછો, હોકારો દઇ આવોરે
નરનારી સૌ જોવા આવે, તે સૌને ઉર ભાવોરે ભાથીજી ૬
વલી *રૂસનાઈ થાયછે જ્યારે, સૌજન ભેળા થાએરે
સ્તુતી જનો ઉમારહી કરતા, ગુણ આપના ત્યાં ગાયેરે. ભાથીજી.૭
આરે પ્રભાતજે નરને નારી, પ્રાત સમે ઉઠી ગાસેરે
દામોદર કહે ભાથીજી ભજતાં, સંકટ દુર [1]પળાસેરે ભાથીજી ૮

## અંતને શીખામણ રાગ પ્રભાતિ.

ભજીલો ભજીલો શ્રીરામ નામને,
તો ભવસાગર તરશોરે;
આરે વચન નહી માનો પ્રાણી,
તો તમે રોઇ રોઇ મરશોરે. ભજીલો. ૧
નહી આવે ઘરબાર નહી આવે પૈસો,
નહી આવે માયને બાપરે;
અંતકાળે પ્રાણી એકલા જાશો,
સાથે પુન્યને પાપરે. ભજીલો. ૨
સગાં સબંધી વાલાં સરવે,
સંસ્કારે મળી આવેરે;
જન્મે એટલા જીવે નહી પ્રાણી
આવી પોચે સૌ જાવેરે. ભજીલો. ૩
દુઃખ રૂપી દરિયો છે મોટો,
તેમાંથી સુખ લેવા ધારોરે
તો તો એક સ્મરણ શ્રીરામનું,
બીજાં કુકૃતને ટાળોરે. ભજીલો ૪
વાદળનો પડછાયો પ્રાણી,
તેમ આ વય ચાલી જાશેરે.
નહીરે ભજો તમે શ્રીરામ નામને,
(તો) પછી પસ્તાવો થાશેરે. ભજીલો ૫

---

* જોવાની રચના. ૧ જશે.

આરે પ્રભાત જે નરનેનારી,
પ્રાતસમે ઉઠી ગાશેરે.
દામોદર કહે રામનામ જપતાં,
દુઃખ રૂપી દરીયો તરાસેરે. ભજીલો ૬

## એજન પદ.

ભજોભજોરે હો સઘળાં નરનાર, પ્રભુનું તમે નામ. ભજો.
તજો તજોરે આમ નથી છળભેદ, વળી અભીમાન તજો. ટેક.
પરમહેતથી નરનારી તમે, ભજીલો જુગદાધાર.
રોજ હરીનું સ્મરણુ કરીલો, જુઠો આ સંસાર. ભજો ૧
તનમન ધન તેને સોંપીને કરીયે રૂડાં કાજ.—
દાન દયા દિલ ડાપણુ રાખી, પ્રભુ ભજો ભઇ આજ. ભજો ૨
મોટા મોટા મરી ગયા, ને આપણુ જાવું પડશે,
દરપણુ તારૂં સાથ ન આવે, પાપ કર્યા તે નડશે ભજો ૩
રમતમાં હમેશ રમોછો, શોખ કરોછો સારો.
પ્રાશ્ચિત કરતાં લેશ ડરો નહી, (તો) ધિક્ક પડયો જનમારો. ભજો ૪
નહી આવે કંઈ માલ ખજાનો, નહી આવે મા બાપ.
જીવજતાં તો વાર ન લાગે, સાથે પુન્યને પાપ. ભજો ૫
પરણુાગીમાં વાંકા હીંડોછો, છેલાઇનો નહિ પાર.
નમૃતાથી આ પ્રભૂ ભજીલો, નહીતો ખાશો માર. ભજો ૬
[1]સાહેબ વિના કોઈ બેલી નહી, અહંકારમાં કયમડોલો.
લાલાભાઈ આ મારૂંછે, તમે, એમ કહી સીદ બોલો. ભજો ૭
બાઇ ભાઇ વળી માલ ખજાના, તારૂં નહી તલભાર.
દયા હજી નહી લાવો પ્રાણી, તોતો ખાશો માર. ભજો ૮
મોહ માયાને મત્સર છોડી, પ્રભુ ભજીલો લાવો.
અવસર રૂડો ચાલ્યો જાસે, પછી થશે પસ્તાવો. ભજો ૯
વાંચી મારા સકલ સ્નેહીઓ, મનનો સંદેહ ખોજો.
પ્રથમની ટેક પડતી મૂકી, બાર પારેચાહ જોજો ભજો૧૦

---

૧ પરમેશ્વર.

†પારીઆફનો પ્રથમ અક્ષર, વાંચીલો નિરધાર.
તે અક્ષરનું નામ થયુજે, તેતો આ રચનાર. ભજો૧૧
ચાર પારેઆફ નીચે વળતી, જે લીટીછે ચાર.
તેહ તણો પણ પ્રથમ અક્ષર, વાંચી લો નીરધાર. ભજો૧૨
ગામ તણું તો નામ લખ્યું છે, *ભિલટાવીને સાર.
રીસ ન કરસો સમજુ ભાઇઓ, ઈશ્વર લીલા અપાર.ભજો૧૩

## ઈશ્વરનું સ્મરણ કરવા વિષે?

### રાગ પરજીઓ

વોયવોયરે કાસમસા દુલા પ્યારા એદેશી.

ભજભજરે રામનામને તું ભજ
ભજી લેજે તું સરજન હાર, ઉતરાસે તેથી ભવપારરે ભજભજરે ૧
સીતા સરખીજે સાધવીનાર, રામવીસારતીન ક્ષણુંવારરે ભજભજરેર
ગઇતી લંકા રાવણને ઘેર, રામસંભાલતી રૂડી પેરરે ભજભજરે૩
સુણ સુખ મનુષ્ય આવાત, રામસંભાલજે દિનરાતરે ભજભજરે ૪
જુઠો સંસાર જુઠી આ માયા
બળી રાખોડી થાશે આ કાયારે ભજભજરે. ૫
નથી સગાંતે માયને બાપ
સાચી સગાઈ પુન્યને પાપરે. ભજભજરે. ૬
કરે તેતો ભોગવવું પડશે,
તેતો, આવીને અંગે નડશેરે, ભજભજરે. ૭
સ્વપ્નાવત જાણો સંસાર,
મનમાં સમજો નરનારરે ભજભજરે. ૮
જુઠું બોલવું નહીં કદી મુખ
પુંન્ય કરસોતો પામસો સુખરે ભજભજરે. ૯
સંસ્કારે સર્વે મળી આવે,
એતો આવી પોચે સૌ જાવેરે, ભજભજરે. ૧૦
લક્ષપતિ મરી ગયા શેઠ,

† લીપી. * ઝણોરને બદલે શાહાબાદ લખેલું છે.

મરણ તો છે પગલાંની હેઠરે ભજભજરે ૧૧
કાચા માટીનો કુંભછે જેવો,
દેહજીવનો સબંધ બાઇનેવોરે ભજભજરે ૧૨
મિથ્યા મમત કરેછેરે લોક
તે જાણી લેવું સૌ ફોકરે, ભજભજરે ૧૩
કાયામુકી જીવ ચાલ્યો જાશે
પરણ્યા નારી સૌ ગાશેરે. ભજભજરે ૧૪
માટે સમજો તમે નરનાર
ભજી લેજો શ્રી જુગદા ધારરે, ભજભજરે ૧૫
દેવની સ્તુતી કરો કરજોડ
દામોદર કહે બોલો રણછોડરે, ભજભજરે ૧૬

## લાવણી શ્રી બાથીજીની.

રાગ કાલીંગડો. હાથ ચક્ર ત્રીસુળ બીરાજે. એ દેશી.

મીયાગામ દરમ્યાન બાથીજી, પાદરનો એક માલેછે
ગામ અને પરગામ માનતા, બાથીજીની ચાલેછે ૧
છોબંધનો એક ચોરો દિસે, પીપલનો એક ગાજેછે
ચોરા ઉપરની ડેરીમાં, બાથીજી બીરાજેછે ૨
ચોરોતો એક રંગણિક લાગે, જગ્યાની બલીહારી છે
શું સુંદર શોભેછે પગથીયાં, માંહે લોઢાની જાળીછે ૩
કરડેલા સર્પનું ઝેર ઉતારે, એવા બાથીજી બલીયા બહુ
ગામ અને પરગામ તણાજન, ઉતરાવાને આવે સહુ ૪
ઝુમીયું ત્યાં થાયછે જેટલે, લોકો ભેળા થાય ઘણા
બાથીજી તમ શોભા તણીહું, બાલક થઈસી કહું ભણા ૫
લાવે તેવા ઝેરી સર્પનું, ઝેર ઉતારો પલક મહી
ઉતરાવાને જે કોઈ આવે, કીકીયારી સઉ કરે તહીં ૬
આપતણા ગુણ હેતે લખતાં, કંઈપણ છેડો નહી આવે
આ રસીક લાવણી બાથીજીની, દાસ દામોદર તો ગાવે ૭

## રસીક ગાયન. રણછોડજીની સ્તુતિ.

### રાગ ઇંગ્રેજી વાજાની ચાલ.

હુંછું રંકબાળ તારો, દાસ દાસ દાસ;
[1]મેર મૂજપરે કરો, અરેરે અવિનાસ. હુંછું ટેક
રણછોડરાય પુરી, ભક્ત કેરી આસ;
બોડાણાજી લાવીયા, હતો દ્વારીકાંમાં વાસ. હુંછું. ૧
ઘનનઘનન ઘુઘરૂ બાજે, ઉર અતિ ઉલાસ;
ભક્ત કેરી લાજ રાખી, [2]કષ્ટ કીધું નાસ. હુંછું. ૨
ધન્ય ડાકોર ગામ સંવત, [3]પલ ઘડીને માસ;
આનંદ આનંદ થાય, ઘોર ગર્જના આકાસ. હુંછું. ૩
નવીત નૃત્ય થાય, જાણે સોભતું કૈલાશ;
આવે દુર દેશથી, પ્રેમી ભક્ત આપપાસ. હુંછું. ૪
કુરમતિ દુર કરી, સૂમતિ પ્રકાશ;
કહે વારંવાર પ્રભૂ, પર્યંત તુજ પાસ. હુંછું. ૫

### હોરી. ૧ દીપકચંદી.

સાવરે લીખી જોગ પઠાયો. એ રાગ
મુને ભર પીચકારી મારી,
કમારી મુને ભર પીચકારી મારી. ટેક
બરજોરી કીની મોરી ચુંદડી ભીજાઇ,
નવરંગ ભીજી મોરી સારી. હરી.
સાસુ ગાલી ઘેર દેને લગતહે,
નનંદ મોરી હેઠગારી.
મુને ડર લાગત ભારી. મુનેભર. ૧
નવી ચોરી મારી કેશરમાંરે બોરી,
મોહન જોરસેં ફારી. હરી.
તુમહે ઠાકુર મથુરાં નગરકે,

---

૧ મેહેર. ૨ દુઃખ. ૩ પળ.

મેં ગોકુલકી બ્રજનારી.
મુખસેં મેં દઉંગી ગારી. મુનેભર. ૨
લાલ ગુલાલ ઉડત બહુભારી,
મોહન રંગસેં ડારી. હરી.
પરબતના સ્વામીને ચરણે નમુંછું,
તોરી એ ગત હે ન્યારી.
મોંસેં મારી પ્રેમ કટારી. મુનેભર. ૩

## હોરી. ૨ રાગ ઉપરનો

તોરી બંસીમે જાદુ ડારા, કેડારા તોરી બંસીમે જાદુ ડારા.ટેક
ઓરે બંસીહે બનકી લકડીઆં, બાજત મધુરી મધુરી હરી
બંસી સુનતહોમેં ભઈરે દીવાની, છીન લીયે મન મારા.
ઉડે દીલ ઓ ચીણુગારા. તોરી બંસી. ૧
બાજત મધુરીઓ બંસી સુનતમે, આઇ બાલક ઘર છોડી હરી
તનમનધન સહુ સોંપે મેં તુજકું, નેત્રે વહે નિરધારા.
અરેઓ પ્રિતમ પ્યારા. તોરી બંસી. ૨
જમુનાકે તૂટસેં બંસી બજાઇ, ઐસી બજાઈન કોઇ. હરી
રેન અંધેરી પંથન સૂઝે, ચલ આઇ કાનજી કાળા
અરેઓ કામણુ ગાળા. તોરી બંસી. ૩
નંદકુવર તોરે નેન રસીલે. વાગે પ્રેમ કટારી. હરી
કરગૃહીલો પરબતના સ્વામી, સુકરો નેનના ચાળા.
થયાછોં સ્યામ હમારા. તોરી બંસી. ૪

## ઇશ્વરનું સ્મરણ કરવા વિષે.

### રાગ પ્રભાતિ. ૧

જીભલડીરે તનેહરીગુણુ ગાતાં, આવડું આળસ કયાંથીરે એરાગ
ચેત મનુષ્ય મંન ચેત મંન ચેતરે, સ્મરણુ કર શ્રી હરીનુંરે.
ફરીફરીને આવો વખત નહિ આવે, જોર અતિછે કળીનુંરે. ચેત.૧
વરસ થયાં તને સોળજ જ્યારે, પરણ્યામાં મદમાતોરે;
ત્રીસ વરસ તારાં એમ વહી ગયાં, નહિ હરી ગુણુ ગાતોરે. ચેત.૨

સાઠ વરસે તારી ગતજ ભાગી, તોયે હરી ગુણુન ગાયારે;
સગાં વહાલાં કોઇ સાથ નહિ આવે, પડિ રહેસે આ માયારે. ચેત ૩
પાપને પુન્ય તુજ સંગરે આવશે, અવરન આવે કોઇરે.
સ્મરણુ કરીલે હરીનું તું હેતે, માયાને સું રહ્યો મોહીરે. ચેત. ૪
કોઈ આજને કોઈ કાલરે જાશે. સંસાર સ્વપ્ના જેવુંરે.
મમતા તારી બધા જીવ મૂકીદે, નીલ હરિનામ લેવુંરે. ચેત ૫
દાસ હરીનો પરબત કહેછે, હેતે હરિગુણ ગાસોરે.
જન્મ મરણુનો ફેરોરે ટળશે, કોટીજન્મનો પાપ ખોશોરે. ચેત ૬

## રાગ પ્રભાતી. ૨

### ઝુલણા છંદ

મેલ પીતાંબરા અંબર માહરૂં,
સુરજ ઉગે કેમ સુઈ રહિયે  એદેશી
જીવતું ચેતઝટ સમરસે શ્રીહરી.
કાયા સ્વપ્ના પરી જાણતારી
તું અલ્યા માનવી કાંઇ સમજે નહિ
હરી ભજવા તણી રીત સારી. જીવતું ૧
મોહી રહ્યો[1] માસ ને કરી કરી કાયને
ઊર વિષે કહે મારૂં મારૂં
ફોકટ ફુલાય જીવ અહોનીસ ઉરમાં
વિચાર કર નહિ [2]લેશ તારૂં. જીવતું. ૧
વળી મન ધન તણું ધ્યાન તું આદરે
એજ છે તુજ ઉરે ભક્તિ મોટી
જીવતું જાણીલે દારૂ બંદૂકમાં
[3]બાર થઇ જાય મેલકે ટોટી. જીવતું. ૨
એવાછે દેહ આરંગ વાદળ દ્દે[4],

---

૧ માયા. ૨ જશ. (લાણું) ૩ અવાજ. ૪ જેવી રીતે વાદળનો રંગ ઘડીઘડીમાં બદલાય છે, તેમ આ શરીરનો રંગ પણુ પલટાય છે.

સ્વપ્ન માંહે જેવું બક્ષ કરવું.
માટે તું તર્ક કર જન્મ સફળ થવા,
હરી તણું ધ્યાન રૂદેમાં ધરવું. જીવતું. ૩
હરીતણું ધ્યાન ધર વંદ જીવ જોડી કર,
જેથકી જન્મનાં પાપ જાશે.
ભજતું હરવડી પ્રેમ ઉરમાં ધરી,
જીવ કાયાનું કલ્યાણ થાશે. જીવતું. ૪
ઉરગુણ પ્રભુતણા ગાય મહેમાનવી,
પ્રભૂ તણી મહેરથી ઘુખ્યી કરશે.
પરબત રંકને પ્રીત પ્રભૂ શું ઘણી,
દયાલાવી પ્રભુ દુખ હરશે. જીવતું. ૫

## ગોપીશ્રીકૃષ્ણને કહેછે.

### રાગ પ્રભાતી. ૩

શીદ રોકો મને વાટમાં શામળા,
જાવાદો મુને ગહી વેચવારે,
વેળા વીતી જશે મહી મુજ નહીં ખપે,
પાછી ઘરજાઉ તો કંથ મારે. શીદ. ૧
મેલ પીતાંબર ફાટસે માહરૂં,
સાસુ પુછે તેને શુરે કેવું.
વાટને ઘાટમાં રોકો પુરશોતમ,
અમ અબળાશું ઘટે ન એવું. શીદ. ૨
લાજ મરજાદશું મેલી આ લોકમાં,
આજ તમ મુજ મંદિર આવો.
પરબત રંકના સ્વામી સોહામણા,
લીજીએ આપણે ખુબ લ્હાવો શીદ. ૩

### રાગ પ્રભાતી ૪.

નિત આ વાટમાં ધેનું ચરાવતા, હાથે ગેડી પગે પાવડીરે.

ગોપીકા રોકીને સુંરે ઉભા રહ્યા, વાટ જુવે ઘર માવડીરે. નિત. ૧
ભેદસૌ મન તણા હું રે સમજી ગઇ, કસ્તુરી વાટસું સોધી મળશે
પ્રાત કરવી તેછે રીત ઘણી દોહલી, આબરૂ આપની એથી ટળશે. નિત. ૨
મેલો કર માહરો સુંરે રોકી રહ્યા. મોહીહું કાન કહું સીરનામી.
પરબત દાસના નાથને નિરખતાં, 'વ્રહે તણી વેદના સર્વવામી. નિત. ૩

## હરિ વિના સર્વે જુઠું છે તે વિષે.

### રાગ પ્રભાતી પ.

જીવતું તર્ક કર મુંરે બેસી રહ્યો,
હરિભજ સીદ મારેછે ગોથાં.
ભાઇને બેનને માતને તાતસૌ,
હરિવીના જાણુ સરવે એ થોથાં. જીવ. ૧
છોરૂઆં અંત કાળે નહી તાહરાં,
માયાને મુર્ખ સુંરેછે મોહી.
પાપને પુન્ય સહી સંગતે આવશે.
અવરના આવશે સાથ કોઇ. જીવ. ૨
સાસું સસરો સૌ રહે તજી વેગળાં,
સાથ આવે નહીં ભામનીરે.
હરિવીના સર્વે જુઠુછે સંસારમાં.
ભક્તી કર ભક્તી જીવરામનીરે. જીવ. ૩
નામ લેતાં હરિ નિંદ આવે ઘણી,
કર્મ હીણુ નીંદા કરપારકીરે.
અમુલખ હીરો તેં ધુળમા રોળાયો.
ભક્તી કર ભક્તી કહું નરનકીરે. જીવ. ૪
શમરને શ્રીહરી મેલ લવરી 'પરી,
ભકતી કર જેથકી તુંજ તરસે.
²કવણુછે કવણનું તારૂને માહરૂં,

---

૧ વેગળી. ૨ કોણુ.

એનો સરવે ખાઈ ખોખું કરશે. જીવ ૫
હરીતણું ધ્યાન ધર વંદજીવ જોડીકર,
જે થકી જન્મનાં પાપ જાયે
પરબત રંકના સ્વામીને સેવતાં
જીવ કાયાનું કલ્યાણ થાયે. જીવ. ૬

## હનુમાન સીતાપ્રતેને કહેછે.

### રાગ પ્રભાતિ.

સૈયર દુખ સું દાખવું, મંન ભડકે બળેછે. એરાગ.
તર્ત બોલ્યા હનુમાનજી લાગી લેસનવાર
માતા કહો તેમ હું કરૂં, બાળું લંકાતતકાળ તર્ત. ૧
કહોતો રાવણના કુળને, સ્વાદ કરીને ચાખું
કહોતો સ્કંધે બેસારીને મધ્ય દરિયામાં નાંખુ તર્ત. ૨
હું કહું મારી માતને, ચિંતા લેશન કરીયે
સંકટ સમે દુઃખવેઠીયે, ધ્યાન [1]ધણીનું ધરીયે તર્ત. ૩
રામ રટણ કરે તાહરૂ, વહે આંસુની ધારા,
વિર બન્યો આરોગ્યછે, સમાચારછે સારા તર્ત. ૪
આવેછે મારા રામજી માતાનું દુઃખ હરવા,
હેત કરી મને મોકલ્યો, સુધ આપણી કરવા. તર્ત. ૫

## ઓછવના રાગનાં રસીક પદો

### પદ ૧ લું

રૂડીરે વેણુતો વગાડી વાલીડે અમને મોહ્યાંરે
વેણુતો વગાડી. ટેક.
વેણુ વગાડી અમને માયા લગાડીવાલ,
પ્રેમની કટારી મૂનેમારી વાલીડે. ૧
[2]વેણુ સુણીને રાશ રમવા આવી હું વાલા.

---

૧ પતિનું. ૨ મોરલી.

ભોળવી ભૂલાવી ગયા હાડી વાલીડે. ૨
સખ ગલીયન ગલી ઢુંઢ ફીરીહું વાલા.
નવરંગ ફાટી મોરી સાડી વાલીડે. ૩
પરબતનાં સ્વામી મળો ચરણે નમુંછું વાલા
દરસન દોને રાત દાડી વાલીડે. ૪

## પદ ૨

મંદીરે આજતો પધારો,
વાલીડા મારે મંદીરે આજતો પધારો ટેક.
આજરે પધારો તનના તાપ વિદારો વાલા
રટણ રટે જીવ મારો. વાલીડા. ૧
જસોદાના જાયા મારી બાળુછું કાયા વાલા
પછી ક્હો વાંકશો અમારો વાલીડા. ૨
કાલાવાલારે નંદલાલા કરૂછું વાલા,
નથી રાખતા કંઈ આરો વાલીડા. ૩
ભમર પલંગ પર રંગ રમીશું વાલા
આંખનો કરી અણસારો વાલીડા. ૪
પરબતના સ્વામી મારો હસ્ત ગૃહીલો વાલા
પ્રીત તણો છે પંથન્યારો વાલીડા. ૫

## પદ ૩

પ્રીતરે આસી લગાડી કાનુડા અમને
પ્રીતરે આસી લગાડી. ટેક.
આસી લગાડી મુને ઊંઘતી જગાડી વાલા.
મંદીરે લઇ મોહ પમાડી. કાનુડા. ૧
છતર પલંગપર રંગ રમાડી વાલા
નવરંગ સાડી મોરી ફાડી કાનુડા. ૨
ઘેર જાવાદો અમને કમળાપતીરેવાલા
કડેથી બાવડી લો કાડી કાનુડા. ૩

પરબતના સ્વામી અમથી અળગાના [1]રેશો વાલા
રૂંવે રૂવે રહો પરવારી  કાનુડા. ૪

પદ ૪

કાનુડો કપટીરે આસો ઓ બેની પેલો કાનુડો
કપટીરે આસો  ટેક.
કુંજની ગલીમાં મુને ભૂલી પાડીને વાલા
દૈઇ ગયોરે દીલાસો.  ઓબેની.
કામણગાળા મૂકો આંખ્યો તણા ચાળા વાલા
ગાળ મારા મુખની ખાસો  ઓબેની.
વાયદો કરીને ફરિ નેનમાં સમજાવી વાલા
પછી કયાં જઇ રહ્યા વાસો  ઓબેની.
પરબતના સ્વામી એમ કપટ ન કીજે વાલા.
ચરણ કમળ પદ પાસો.  ઓબેની.

## આજ કાલના કવિ વોપે.

### મનહર છંદ.

આજ કાલ કવિરાજ, કવિતા કરેછે ઘણા
સુ કવિની પંકિતમાં, બેસવાને ચ્હાયછે;
પુરૂષ થઈને કદી, આંખ આંજે અણીયાળી
સોળ શણગાર પેરે, કામની સું થાયછે
રસ અલંકાર અને, તાલની પીછાન નહી
[2]ખદ્યોતની પેઠ, અહીંતહીં ભટકાય છે;
કહે પરબત એમ, સાંભળો રસીલાજન
ગૂરૂવીના કહોભાઈ, જ્ઞાની સું થવાયછે ? ૧
[3]વારીમા વસીને [4]મીન, નીજ ઉરમાં ફુલાય
ગ્રીષ્મ રૂતુજ કેરી, ગરમી સું જાણશે;

---

૧ રહેશો. ૨ રાતના આગીયા. ૩ જળ. ૪ માંછલું.

પાડ કે ડુંગર નીજ, નજરે જોયાજ નથી
કંકર પેખીને, અચરજ ઉર આણુસે;
ગરીબને ગેહજેહ, ભાખરીને કાજરહે
ઠાકોર તણુંાજ ઠાઠ, કેમ કરી જાણુશે;
કહે પરબત એમ, સાંભળો રસીલા જન
સુંઠ ગાંગડો મળેથી, ગાંધી સું પીછાણુશે? ૨

## વાંચનાર સાહેબોને વીનંતી.

### રાગ ઈંદ્રસભામાં ગવાતી ઠુમનો.

વાંચનાર સાહેબો, ખુશી થયાકે નહી;
અલ્પ બુધીથી બનાવ્યો, ગ્રંથ આ સહી. ૧
રાગછે અનેક માંહી, યારો શોભતા.
વાંચી વાંચી વાંચી મીત્ર, ખુશી બહુ થતા. ૨
છપાવવાનો તેમણે, મત આપીયો મને.
ચુક માફ કરજો મીત્ર, કહુંછું આપને. ૩
જો પસંદ પડેનો આપ, પત્ર લખજો.
કીંમત કરતાં ટીકીટ એક, વધુ મોકલજો. ૪
નાટપેડ પત્ર મીત્ર, લેવાતો નથી.
માટે તે લખશો નહીં, હું કહુંછું કથી. ૫
સાફ અક્ષરે અને વલી, કાલી શાહીથી.
લખવાપત્ર કરૂણાકર, જો મીત્રતાઈથી. ૬
વાંચનાર સાહેબોના, મીત્રછે અમે
સલામ છેલ્લી વેલીતે, સ્વીકારજો તમે. ૭



# અગાઉથી ગ્રાહક થનારા સાહેબોનાં

# મૂબારક નામની યાદી.

## ઝણોર.

૧૦ મારા પ્યારા દોસ્ત, વ્યાસ, નાથાભાઇ મૂળજી.

| | |
|---|---|
| ૪ શા દીપચંદ તલકચંદ, | ૧ માસ્તર ડાહ્યાભાઈ ભોગીલાલ |
| ૨ શા મોહનલાલ દુલભદાસ. | ૨ શા. બાપુશેઠ હરજીવનદાસ. |
| ૧ શા વિઠલ ગીરધરદાસ. | ૧ શા. શીવચંદ નાથાભાઇ. |
| ૧ શા રણછોડદાસ વીરચંદ | ૧ શા. જેઠાભાઇ ભાયચંદ. |
| ૧ શા ખુબચંદ પાનાચંદ | ૧ શા. ફુલચંદ પરસોતમ. |
| ૧ શા. ખીમચંદ પરસોતમ | ૧ શા. હીરાલાલ નંદલાલ. |
| ૧ શા. નેમચંદ દીપચંદ | ૧ શા. રતનચંદ નરસી. |
| ૧ શા. હરચંદ નિયાલ. | ૧ શા. નાથા હરજીવનદાસ. |
| ૧ શા. દલસુખ શીવચંદ. | ૧ શા. દલીચંદ રવચંદ. |
| ૧ શા. નાથા રણછોડ | ૧ શા. મોતીલાલ નાથાભાઇ. |
| ૧ શા. કહાનદાસ કરસનદાસ | ૧ શા. ગલાબચંદ કેસવજી. |
| ૧ શા. ચુનીલાલ મોહન | ૧ ભટ મુળજી માધવરામ ડેરાવાળા |
| ૧ મી. માધવસંગ ગૂમાનસંગ | ૧ મી. હદીસંગ પ્રભાતસંગ. |
| ૧ મી. નારસંગ વાઘબાજી | ૧ મી. બહાધર પાડસંગ. |
| ૧ મી. ગલાબસંગ ગંભીરસંગ | ૧ મી. વજેસંગ હમીરસંગ. |
| ૧ મી. દીપસંગ હીંમતસંગ | ૧ મી. માધવસંગ વજેસંગ. |
| ૧ મી. બેચરસંગ સજાણસંગ | ૧ મી. જેસંગ કહાભાઇ. |
| ૧ મી. ગંભીરસંગ બાપુ | ૧ મી. સોમભાઇ ગંભીરસંગ. |
| ૧ શા. કહાભાઈ ગોકળ | ૧ ઘાંચી નાથાલાલ. |
| ૧ દરજી રણછોડ ગોવંદ | ૧ છીપા. લાખા અભરામ. |
| ૩ મી. અરદેશર નસરવાનજી | ૧ છીપા. લાલા જુસબ. |
| ૧ સૈયદ. હાસમ કાલુ | ૨ વહોરાવા અભરામ ઉમર. |

૨૫ છીપા. ભાઈજી જુસબ ૪ કોળીવા કાળીદાસ માધવ,
૧ સોની કહાનજી પીતાંબર ૧ વહોરાવા આદમ અલી.
૧ વહોરાવા બગસ સલેમાન ૧ કોળીવા. લખા રૂઘનાથ.
૧ સુથાર. જોઈતારામ કુબેર ૧ વહોરા ઈભરામજી નુરૂદીન.

**વાગરા.**

૧ દવે સોમેશ્વર દયારામ સે. ક. શ. જ. કો. કારકુન.

**તરસાલી.** **ભરથાણા.**

૧ મલેક પા અબદુ ખાસ. ૧ શા. નાથા ધરમચંદ

**ભરૂચ.**

૧ ચીફકોનસ્ટેબલ સાહેબ જીવાજી જેસંગ.
૧ શા. અંબાઈદાસ ગુલાબચંદ.

**નાંદોદ.** **અંગારેશ્વર.**

૧૦ બારોટ. નાથાબાવા કાકાબાવા ૧ શા. દેવચંદ પીતાંબર.
૧૦ માસ્તર. ગોપાલજી દેશાઈ. **ડભાલી.**

**મીયાગામ.**

૧૦ શા. ચુનીલાલ મોહ્લાલ ૧ કારકુન છોટાલાલ મુળજી.
૧ માસ્તર છગનલાલ જમનાદાશ.૧ શા. જગજીવન વૃજલાલ
૧ મે. ગણપતરામ હરીવલ્લવ. ૧ ઠા. ગુમાનસંગ ભભૂતસંગ
૧ પડીઆર. રામસંગ મોડસંગ.૧ દરજી કાલીદાસ મોરારજી
૧ વેરાગી ગંગારામ રણછોડ ૧ શા. મગનલાલ જેરામ.
૧ શા. ચુનીલાલ લલ્લુ

**ભરથાણા**

૧ અટાલીયા ભાઇબાજી બાધરસંગ ૧ કલ્યાંણસંગ છીતાબાવા
૧ મી० જેઠીસંગ સોમસંગ. ૧ મી० છતરસંગ વજેસંગ
૧ મહેતા વંદ્રાવન. ૨ શા. કેશવલાલ અનોપચંદ
૧ શા. જગજીવન બેચર ૧ પા. કાકાભાઈ કાળીદાસ.
૧ પા ધુળા જાદવ. ૧ મહેતા ધનેશ્વર

### કરજાણ

૧ શા. ત્રીભોવન અમરચંદ. ૧ કાછીઆ લલ્લુ અમથા.

૧ સરકારી સ્કુલ હેડમાસ્તર. કરજાંણ.

### સાઢલી

૧ જાની અમરતલાલ દામોદર.

### સૂરવાળા

૫ મહેતા સુરજરામ રામશંકર.

### પારખેત

૧૦ રાજ. કહાનસંગ કાળાભાઈ.

### પોર

૧ ઉપાધ્યા સૂરજરામ દલપતરામ

### સરભાણ

૧ શા. ત્રીભોવન નાથાભાઇ.

### ટંકારીયા

૧ શા. વનમાળી મીઠાલાલ.

### ચોકારી

૧ શા. નરોતમ વલવ

### માંગરોલ

૧ પરોત ભૂલાભઈ નરભેશંકર

### ઈલાવ.

૧૦ માસ્તર જેઠાલાલ દામોદર.

### ઝણોર કન્યા શાળા

૪ વિદ્યાર્થી. બેન મંછાબા. ૧ વિદ્યાર્થી. બેન પરસન.

૧ વિદ્યાર્થી, બેન નંદબા. ૧ વિદ્યાર્થી. બેન દિવળી.

### નિકોરા

૧ માસ્તર આદીતરામ રાયજી.

૧ વાંસીયાઠાકોર કુબેરસીંગજી હરીસીંગજી.

